સુંદરકાન્ત પુસ્તક માળા. પુસ્તક ૧ લું.

સચિત્ર

# વિધિનું વમળ ચક્ર.

લેખક—"સુંદરકાન્ત"

(તે)

સોની ભગવાનજી હરિલાલ ભાવનગરવાલા.

પ્રસિદ્ધ કર્તા.

સુંદરકાન્ત. ભાવનગરવાલા.

ઠે. જોડીયા બજાર,—કરાંચી.

વમળ ચક્ર વિધિનું, ફરતું ફરે જેને શીરે.
તે રંક કે રાજા ભલે હો, ભોગવે પોહોંચે તીરે.

સુંદરકાન્ત.

કચ્છી ગલી ન. ૨ ડેન્સો હોલ પાસે આવેલા
"વિદ્યા સાગર" પ્રિન્ટીંગ પ્રેસમાં હીરજી નાનજી જાતીએ
છાપ્યું,—કરાંચી

# આ પુસ્તક મળવાનું ઠેકાણું.



સોની ભગવાનજી હરિલાલ,

ખુરશી કવાર્ટર પાસે-કરાંચી.



મુખ્ય એજન્ટ

શ્રી કરાચી બુક સ્ટૉલ.

જોડીયા બજાર-કરાંચી.

---

બુકસેલર

ભીમજી શવજી.

જોડીયા બજાર-કરાંચી.

---

બુકસેલર

ઠક્કર મોહનલાલ વીરજીભાઇ. કરાંચી.

---

કાલીદાસ મકનજી ઍન્ડ કંપની.

ઠે. સદર બજાર-કરાંચી.

કરૂણા રસથી છલકાતી વિધિની વિટંબના

# વિધિનું વમળ ચક્ર

અથવા

# કમળાની કર્મ કથા.

તથા

# સુંદરકાન્ત કાવ્યમાળા ભાગ ૧ લો


લેખકઃ "સુંદરકાન્ત"

(તે)

સોની ભગવાનજી [illegible] ભાવનગરવાળા.



પ્રસિદ્ધ કર્તા—

સુંદરકાન્ત ભાવનગરવાળા.

મળવાનું ઠેકાણું

જોડીયા બજાર, અમ્બી કબર પાસે.-કરાંચી.





આવૃત્તી ૧ લી    ૧૯-૯    નકલ ૧૦૦૦

કિંમત ૦-૬-૦

# લેખકના બે બોલ.

**સુજ્ઞ વાંચક બંધુઓ.**

હું કવિ યા લેખક હોવાનો દાવો ધરાવતો નથી. પણ મ્હારી અલ્પ બુદ્ધિનુસાર શ્રીમતી કમળા દેવીની કર્મ કથા લખાયેલી છે. મ્હારી હૃદયવાટિકાની રંગભૂમીમાં એ વાર્તા ઘણા દિવસ થયાં રમી રહી હતી, તેથી તે કથા સંગીતમાં કાવ્ય રૂપે એ વિષય તથા સુંદરકાન્ત કાવ્યમાળા ભા. ૧ લો મ્હારા કાવ્ય પ્રેમી બંધુઓને અર્પણ કરૂં છું.

મને આશા છે કે, કાવ્ય પ્રેમી બંધુઓ આ ઉછરતા સાહિત્યના શોખીનને પ્રેમ ભાવથી માન આપી, પુસ્તકના આકારમાં પ્રગટતા આ પ્રથમ પ્રયાસને ઉત્તેજન આપશે

મ્હારા વહાલા બંધુઓ. હું એમ. એ જેવું અંગ્રેજી ભણતર ભણ્યો નથી પણ અલ્પ ગુજરાતી અભ્યાસથી આ પુસ્તક લખાયેલું છે. તેથી ભૂલચૂક યા દોષ દ્રષ્ટિગોચર થશે. વાચક બંધુઓ ટીકા નહિં કરતા યોગ્ય કાઢી સૂચના કરશે તો આભાર સહિત સ્વીકાર કરી બીજી આવૃત્તિમાં ફેરફાર કરી સુધારો કરવામાં આવશે.

જાણીતા **શાસ્ત્રીજી રા. રા. વિશ્વનાથ હરજીવનદાસ જોશીજીએ** જે મથાળાઓ આ પુસ્તક માટે આપ્યા છે તે માટે હું શાસ્ત્રીજીનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

છેવટે ઈશ્વરની પ્રાર્થના કરતો કાર્યમાં સફળતા ઈચ્છતો અંત વિરમું છું.

૧૫—૯—૨૯ ઈ.
નેટીવા બજાર-કરાંચી

આપની કૃપાનો અભિલાષી લેખક,
"સુંદરકાન્ત" **ભાવનગરવાળા.**

# અર્પણ પત્રિકા.

———:o:———

પ્રભુતુલ્ય પૂજ્ય પિતાજી.

**હરિલાલ જીવણદાસની પવિત્ર સેવામાં,**

મુ. અમદાવાદ, ઠે. માણેક ચોક.

અખિલ બ્રહ્માંડમાં સર્વ પ્રાણીના પાલનકાર મહા દયાળુ પિતા ઈશ્વર છે. તેમ આ સંસારમાં, માતા અને પિતા એજ સ્થાનને યોગ્ય ગણાય છે. કારણ કે ઈશ્વર જેમ દયાળુ છે તેમ માતાપિતા પણ પુત્ર પ્રત્યે દયાળુ હોય છે. ઈશ્વર જેમ પાલન કરે છે. તેમ માતાપિતા પણ પુત્રનું પાલન કરે છે. ઈશ્વર જેમ અપરાધની ક્ષમા કરે છે, તેમ માતાપિતા પણ પુત્રના અપરાધની ક્ષમા કરે છે. ઈશ્વરનો (ઉપકાર) ગુણ ભૂલી શકાય તેમ નથી, તેવીજ રીતે માતા અને પિતાના ગુણ ઉપકાર અને ઋણનો બદલો પુત્ર કેવી રીતે વાળી શકે? તેથી તે સેવા બદલ સત્ય ભાવનાથી આ પુસ્તક **વિધિનું ચપળ ચક્ર તથા સુંદરકાન્ત કાવ્યમાળા ભા. ૧ લો** મન વચન અને કર્મથી આપને અર્પણ કરૂં છું તેનો આપશ્રી સ્વીકાર કરશો.

વિ. સં. ૧૯૭૯ જ્યેષ્ટ પુર્ણિમા.

હું છું આપનો બાલક (છોરૂ)

**ભગવાનજી હરિલાલ.**

# આદર્શ જીવન.

૧. લુચ્ચાની લુચ્ચાઈ જાણનાર દેવ નથી પણ તેજ લુચ્ચો છે.

૨. કેમકે લુચ્ચાઈ કર્યા શિવાય તેના છિદ્રોની શું ખબર પડે? જેથી એ લુચ્ચાઇમાં પોતાનું કલ્યાણ ક્યાંથી થાય?

૩. અને લુચ્ચાની લુચ્ચાઇમાં ભલાઈ ભાળી ભોળવાઇ જનાર દેવ ગણાય છે, કેમકે દેવનું હૃદય શુદ્ધ નિર્મળ અને ભોળું હોય છે. જેથીજ તેવા સદ્દગુણવાળા પુરૂષનું કલ્યાણ થાય છે.

૪. મોહ રૂપી કુસુમ બાણ મારી કામદેવે આખુ જગત જીત્યું, પુષ્પ રૂપી કામ દેવનું બાણ ઈંદ્રના વજ્ર કરતાં પણ વધારે સખ્ત! કેમકે તેનો ઘા રૂઝાતો નથી. પરંતુ મહા પુરૂષો તેને જીતી શકે છે. કારણકે બ્રહ્મચર્યનો પ્રભાવ અપાર છે. કામ-દેવને જીત્યા પછી બાકી શું રહ્યું?

"સુંદરકાન્ત."

# કરૂણાજનક વિધિનું વમળ ચક્ર

યાને

# કમળાની કર્મ કથા.

## હરિગીત છંદ.

ગુરૂદેવને, ચરણે પડી, શ્રી ગણપતીને હું નમું
શ્રી શારદા, હૃદયે ધરી, ઇશ્વર કૃપાને હું ચહું;
લખવા કથાને કાવ્યમાં શ્રી લેખિની કરમાં ધરૂં,
આપો સફળતા તેહમાં કીરતારને વિનંતી કરૂં.

*　*　*　*

રવી કાર્ય પરવારી, પ્રતાપિ અસ્ત થાવા પરવરે,
તનથી તપેલા લોક કૈ, ન્હાવા નદીમાં સંચરે;
પંખી ઉડી કલકલ કરી, નીજ સ્થાનમાં જાતા હતા,
લાલાશ વ્યાપી નભ પરે, શણુગાર સંધ્યાના થતા. ૧
નિર્મળ વહે ખળખળ અવાજે, શાંતીની શોભા ઘણી,
ગંગાતીરે શોભી રહી, સન્નારીઓ જાતી ઘણી;
ઉજ્વલ સ્ફટીક રંગ જેવું, સ્વચ્છ પાણી શોભતું,
શિતલ સુગંધી વાયુથી, આનંદમાં મન ડોલતું, ૨
નદી તીર ફરતા લોક કૈ, સૌંદર્યને નીહાલતા,
આ, ઇશ સૃષ્ટિ વિશ્વમાં, જગદીશ લીલા જાણતા,
શણુગાર જગમાં સાંજનો, મનહર મઝાનો થાય છે;
સુંદર બગીચા બ્હેકતા, નીખીં નયન હરખાય છે. ૩

તરૂપાન ડોલે વૃક્ષના, વાયુ મધુરો વાય છે,
ઉલ્લાસથી સહુ પક્ષીઓ, આનંદ કરતાં જાય છે.
તેવે સમે કો સુંદરી, ઉચી અટારીમાં ખડી,
વિચારમાળા જાલીને, કૈ કૈ તરંગે છે ચડી. ૪

* * * *

મનહર નગર બંગાળમાં, સુંદર સુશોભીત કલકતા,
કોટીપતી વાસો વસે, જાહોજલાલી સહુ લતા §.
નદીતીર સુંદર મ્હેલમાં, તે સુંદરી રીબાય છે,
કરને કપાળે ટેકવી, અંતર નીસાસા ખાય છે. ૫
શું ભ્રષ્ટ આજે થઇશ હું? રે' રે' પ્રભુ આ શું કર્યું?
**કમળા** સતી શું કુલટા? આવે સમે હું શું કરૂં?
કલ્પાંત કરતી તે સતી, મુર્છા અચાનક થાય છે,
રાજા ઉમેશો પાસે જે, તે નાર પાસે જાય છે. ૬

ઉપચાર કરતાં નારને, સુદ્ધિ જરા આવી ખરી,
બેઠી થઇ એકાકળી, રાજા થકી દુર તે સરી.
**રોતી કકળતી રંક થઇ, બોલે છતાં બોલાયના?**
**રાજા મનાવે સ્નેહથી, પણ ચિત તેનું ચ્હાય ના** ૭

કુળવાન નારી હું અરે, મુજને કલંકીત ના કરો,
પાયે પડું છું આપને, વિનતી જરા ધ્યાને ધરો.
દુઃખી છઉં દશ વર્ષ થયાં, રે' રે' દયા દીલમાં ધરો,
અડશો નહિ મુજ અંગને, વિધવા થયેલી શું વરો? ૮

---

§ રસ્તા.



"રોતી કકડતી રંક થઈ, બોલે છતાં બોલાયના
રાજા મનાવે રહેમથી, પણ ચિત્ત તેનું ચહાયના"
(સુંદર કાન્ત)

JOSHI BROS. BAZARGATE STREET, FORT, BOMBAY J A P W

રાજા વળી તે પાસ જઇ, લાગ્યો મનાવા તેહને,
શાને રડે છે? દુઃખ શુ છે? દુર કાઢું તેહને.
પ્યારી કરૂં હું પ્રેમથી, પણ તું ધરેના ધ્યાનમાં,
કંઇ કંઇ ચરિત્રો તું કરે, દેખી મને તું માનમાં. ૯



## શું કહુ કથની મારી રાજ-શું કહું કથની મારી

(એ ઢબ) માં ગવાશે.

રાજકુંવર—

બોલોને ગુણવાળી નાર, બોલોને ગુણવાળી.
તું કેમ રડે રૂપવાળી નાર..................(ટેક).
સુંદર ઓ નવયોવન નારી, મમ દેખી કાં ડરતી?
જે જોઇએ તે આપું તુજને, કેમ નથી ઉચરતી?—ના૦
પ્યારી કરૂં પટરાણી તુજને, એ ઇચ્છા જો ત્હારી,
આવ પ્રેમથી ભેટું તુજને, કરૂં પ્રાણથી પ્યારી.—ના૦
રાજા સાથે રંગ રાગથી, રીઝાવ્યે સહુ મળતું,
પણ તું તો રે' રડતી રામા, પ્રસન્ન ચિત્ત ના ભળતું.—ના૦
હસવા બદલે કેમ રડે છે? કારણ તેનું કેને,
શું દુઃખ છે? તે સત્વર કહી દે, દુર કરૂં હું તેને.—ના૦
ઇચ્છા વીણની વેચ્યા તુજને, શું અહિયાં તે લાવી?
કે, તારી ઇચ્છાથી અહિયાં, કહે કેમ તું આવી?—ના૦
આમંત્રણ ગણીકાનું આવ્યું, કરી પ્રસંશા તારી,
રૂપ ગુણમાં રમણી સુંદર, આપ ભોગવો પ્યારી.—ના૦
તેથી હું લલચાયો તુજમાં ભર યોવન બલીહારી,
જબરજસ્તી ના કીધી તુજને, કહે ઇચ્છા શું ત્હારી?—ના૦

દુઃખી થતાં દશ વર્ષ થયાં તે, શું આફત શીર આવી?
સાંભળવાને સર્વ ચહું છું, કેમ ઉલટ થયું ભાવી.—ના૦
બનતા પ્રયત્ને દુર કરૂં હું કીધેથી સુખ થાયે,
પદ્મસેનનો રાજપુત્ર છું, દુસ્મન દુરદુર જાયે.—ના૦



કમળા—

શું કહું કથની મારી રાજ-શું કહું કથની મારી,
હું કર્મે થઇ દુઃખીયારી,-રાજ શું કહું........... (ટેક)
મારી કથા કહું છું હું સર્વે, સુણજો ચીત ઉતારી,
લજ્જા રાખો હે નંદલાલા, વિનંતી ઉરઆધારી.—રાજ૦
હરિહર પુરમાં શેઠ નગરના, તેની હું પુત્ર વધુછું,
પરણીને સાસરીએ આવી, ત્યાંથી કથની કહુંછું,—રાજ૦
બાર વરસની ઉમર મારી, કુળવંતી હું બાળા,
સેવા કરતી સાસરીયાની, જપતી પ્રીયતમ માળા.—રા૦
લાડ કોડમાં, હું ઉછરીતી, સાસરીયા પણ સારા,
દાસ દાસી સેવા કરનારી, પુન્ય યોગથી પ્યારા.—રા૦
સુખ સંપતિ ક્ષેમ કુશલના, સ્વર્ગ થકી પણ સારૂં
એ સુખને એ આનંદ કરતા, દશ વર્ષે થયું ન્યારૂં.—રા૦
તેજ ગામમાં રાજપુત્રનો, જન્મ દીવસનો જલસો,
આખા નગરમાં આનંદ ઓચ્છવ, નાચ રંગનો નીશો.—રા૦
આમંત્રણ રાજાનું આવ્યું, મમ સ્વામીએ સ્વીકાર્યું,
ભેટ દીધી મોતીની ભારે, ઉલટ વિધિએ ધાર્યું.—રા૦
પ્રધાન હસ્તક, જાય પ્રથમથી, પછી કરે જાહેરે,
દગો કરી દપટાવ્યું તેણે, ભરી સભામાં રે’ રે’.—૨૦

મુક્તા તણી જે હતી ડાબલી, તે બદલાવી બારે,
મુક્તા કાઢી "કંકણુ" કાળા, ભર્યા ગણી તે ભારે.—રા૦
સભામહીં ત્યાં સર્વ બીરાજ્યા, ભેટ કરી જાહેરે,
ભેટ સ્વીકારી સર્વેની પણ, એક રહિ છે જ્યારે.—રા૦
પ્રધાનજી તે રાજા પાસે, વાત કહેછે કાને,
ભેટ દીધી આ, આપ કુંવરને, કામ કર્યું આ શાને?—રા૦
ભુપ શીહ, તો ભોળા હૃદયનો, અપ શુકન આ આણે,
દીવાન બોલ્યો દાઝ દીલથી, કે'ર કર્યો આ ટાંણે.—રા૦
નગર શેઠનો કપુત કેવો? શીક્ષા દીયો તો જાણે,
ઘર, બારો, લ્યો લુંટી તેના, બે શર્મે તે માણે.—રા૦

\+ + + + +

રાજકુંવર—

પ્રધાન સાથે વૈર તમારે, શું કારણથી જામ્યું?
દગો કર્યો તેણે કે બીજે, કેમ તમે તે જાણ્યું?—ના૦

કમળા—

રાજા તરફથી કાર્ય પ્રસંગે, અમ ગ્રહમાં તે આવ્યો,
કહ્યું નહી નોકરને કાંઈ, એમ અચાનક આવ્યો.—રા૦
મમ સ્વામી સુતાતા સેજે, હું ઉભીતી પાસે,
સેવા કરતી મારા પિયુની, પંખો લઇને હાથે.—રા૦
શેસ નાગની શય્યા ઉપર, જેમ સુતા નંદલાલા,
સેવા કરતી લક્ષ્મી દેવી, એજ રૂપે મે ધાર્યા.—રા૦

*

એક વસ્ત્રથી ઉભી હતી હું, રંગ ભુવનમાં જ્યારે,
રંગ રાગથી રીઝવતીની, ચુંબન કરતી ત્યારે.—રા૦
મમ તાને ગુલ્તાન હતી હું, નીખું નયને સ્વામી,
સુઇ ગયા તે સેજવારમાં, હસ્તા જાણું સ્વામી.—રા૦

અવલોકી મુખડું સ્વામીનું, આનંદમાં ઉભરાતી,
પ્રેમ સરીતા ઉછળી ઉછળી, હૃદય હૃદય રેલાતી.—રા૦
પુષ્પ લતા હું પુરણ ખીલી, પુષ્પ ભોગી મમ પ્યારા,
સ્નેહ સુગંધી તેમાં પસરી, મારા પિયુની માયા.—રા૦
પ્રેમઘેલી હું બની પ્રેમદા, સ્વામીના ગુણ ગાતી,
પલ પલ વારે પ્રેમથકી હું, મોહ ધરી મલકાતી.—રા૦
ઇંદ્ર અને ઇંદ્રાણી ત્હેની, તુચ્છ ગણું હું તેને,
ઇંદ્ર થકી પણ અધીક સ્વામી, હું ઇંદ્રાણી જેને.—રા૦
ધન સંપતિ વૈભવ સત્તા, સ્વર્ગ રૂપે ભોગવના,
હીરા મોતીના તોરણથી, દીવાલને દીપવતા.—રા૦
અઢળીક માયા અખુટ લક્ષ્મી, દેખી દીલડા ઠરતા:
અમ અંતરમાં આનંદ આનંદ, દુશ્મન દેખી ડરતા.—રા૦
સુખ સાગરમાં તરતી તરતી, અખંડ સુખમાં દ્રષ્ટિ,
ઇશ્વરને‌ા ઉપકાર ગણીને, ધન્ય ધન્ય આ સૃષ્ટિ.—રા૦
એ રીતે હું ઇશ્વર લીલા, જોતી પ્રાણ પનીમા,
ધ્યાન ધરૂ હું તેનું નીત્યે, ધન્ય ભાગ્ય સતીના.—રા૦
પ્રધાન આવી ઉભો દ્વારમાં, ચેષ્ટા મારી જાણી,
સુવા જાની સેજ પલંગપર, દ્રષ્ટિ તેણે તાણી.—રા૦

પાપીનું મન પલ્ટી ગયું ત્યા, પણ દેખીને દાગ્યું,
હું ગભરાણી કોણ અચાનક, આમ છુપાઇ આવ્યું.—રા૦

અરે પાપીયા કોના હુકમથી, કહ્યા વિના તું આવ્યો,
અમર્યાદા આવી કરતા, કેમ નહિ લજવાયો ?—રા૦

બોલકણો તે સ્વભાવ મ્હારો, વગર વિચાર્યે બોલી,
પતીદેવ ઝબકીને જાગ્યા, નીર્ખે નયનો ખોલી.—રા૦

શબ્દ બાણથી અંગ વિંધાયું, ઝેર રગે રગ વ્યાપ્યું,
યાદ રાખજે બદલો આનો, એ શબ્દે સંભળાવ્યું.—રા૦

શાંત કરી મુજને સ્વામીએ, કોને કે છે **કમળા?**
વીના વીચારે બકવું તારૂં, કર્યો કે'ર તે **કમળા.**—રા૦

ગુણવંતા તે હરિહર પુરના, પ્રધાનજી છે પ્યારા,
મમ સ્વામીએ ઉઠી તેને, આવો પધારો પ્યારા.—રા૦

માફી માગી મારા પતીએ, સ્નેહ વડે સત્કાર્યા,
વિવેકથી સર્વ વાત કરીને, પુર વીશે પધરાવ્યા.—રા૦

ઇનકો આપ્યો મમ સ્વામીએ, માફી માગી મારી,
પેટમહિ તે મેલો પુરો, વાત અમે વિસારી.—રા૦

\+ \+ \+ \+ \+

એજ વૈરનો બદલો આજે, તે પાપીએ વાળ્યો,
જેલ મેહિ મુજને જંપલાવા, પણ પાપી ના ફાવ્યો.—રા૦

સેવકને રે આજ્ઞા દીધી, ભાગ્ય રેખા ત્યાં તુટી,
વાત ન કીધી અમને, કાંઈ, લક્ષ્મી લીધી લુટી.—રા૦

પ્હેર્યાં વસ્ત્રે અમને કાઢયા, રાજા સાથી કોપ્યો ?
વાત સુણીના કંઇએ અમારી, હદ બારે તે થોભ્યો.—રા૦
બાબુ મારો આઠ વરસનો, પતી પત્નિ અમ ત્રણે,
ત્યાગી નગરને વનમાં ચાલ્યા, આંસુ ઝરતા નેણે.—રા૦
ઘર બારેના ડગલુ ભરતા, તેજ પગે ઊઘાડા,
અસ્તોદય થયો આજ અમારો, કેવા જાશે દહાડા?—રા૦
વન વગડામાં અમે રખડતા, ભુખ તરશથી ભારે,
પુત્ર કહે ત્યાં ઓ માતાજી, જલ પીવું છે મારે.—રા૦
બાબુ ધરતું ધીરજ ભાઈ, સરિતા તીરે જઇએ,
નથી અહિયાં કોઈ આપણું, કોને જઇને કઇએ.—રા૦
કરી આંગળી અમ બન્નેએ, સામે જલછે ભાઈ,
પાણી મલશે પણ અરેરે, ખાવાનું શું ખાઈ?—રા૦
ડોલ દોરડું જલ પીવાછે, બલતણના છે છાણા,
પણ ખાવાના વાંધા ખાલી, પતી કહે કયાં નાણા ?—રા૦
જબરજસ્તીએ છાણા લીધા, ડોલ દોરડું * માથે,
ધૈર્ય ધરોને સ્વામી મારા, ઇશ્વર સહુની સાથે.—રા૦
પતિ પત્નિ અમ બેઠા સાથે, બાબુને લઈ બથમાં,
છાણાને સંભાળી રાખી, એક લીધું મેં કરમાં.—રા૦
છાણામાં તું બની બાવરી, કમળા શું આ કરતી,
છાણા લેવાનું કારણ શું? કેમ નથી ઉચરતી ?—રા૦
હેમ મુદ્રિકા હીરા જડેલી, સ્વામી કરમા આપી,
ભુખતણા દુખને નિવારો, સંકટ સહુના કાપી.—રા૦

* ભેગું.

**કમળા કમળા** આ કયાંથી? તે, મુદ્રિકાને કાઢી,
અજબ થાઉછું દેખી આને, **છાણાંમાં** શું દાટી.—રા૦
નાથ સુણો તે કારણ કહુંછું. શંકા સર્વ નિવારો,
થયું વિધિએ ધાર્યું હતું તે, હવે ન હિંમત હારો.—રા૦

\+ + + + +

માસ થયા ખટ પુરા આજે, જાળીમાં જોતીતી,
આંગણીએ ગૌમાતા પાસે, મમ સાસુ ઉભીતી.—રા૦
ખોળ તણો કટકો ઉપાડી, મમ સાસુએ ખાધો,
મેં જોયું મ્હારી આંખેથી, આભ તુટે કયાં સાંધો?—રા૦
ચેતી ગઈ હું દીવસ આપણાં, પુરાના પરીણામો,
લખ્યું હશે તે થશે ભવિષ્યે, પિડાના પરીણામો.—રા૦
**ચાર માસમાં સાસુને સસરા, સ્વર્ગ મહી સીધાવ્યા,**
**બેન બનેવી ભાઈ તમારો, રોગ થકી રીબાવ્યા.-રા૦**
પ્રધાન પાપી ત્યાર પછીથી, આપ અહે તે આવ્યો,
ભોગવવાનું ભાગ્ય મહી જે, દુશ્મન આજે ફાવ્યો—રા૦
પડતા દીનનું લક્ષણ પહેલુ, મમ સાસુને સુઝયું,
સમજી તેને બીજે દાને, ગુમ પણે આ કીધું.—રા૦
રાજ સેવકની પાસે રોઇ, જળ પીવાનું કંઈ આપો,
બળતણ માટે છાણાં થોડા, ઠંડીનું દુઃખ કાપો.—રા૦
આજીજી મ્હારી સુણીને, રોફેથી પણ રીઝયો,
બળતણ માટે લે દશ છાણાં, ડોલ લીધેથી ખીઝયો.—રા૦
સેવક બોલ્યો જા જલદીથી, નહિતો કોઈ જોશે,
કલ્યાણ થાશે ભાઇ તમારૂં, ઇશ્વર બદલો દેશે.—રા૦

જોઇ જોઇને મે કીંમતી જવાહીરો, **છાણાંમાં** જે દાટ્યા,
દશ **છાણાંમાં** હતા જવાહીર, તે સર્વે ઉડાવ્યા.—રા૦
પ્રધાન સાથે વે'ર થયું તે, કારણ તેનું હું છું,
નહિતો સ્વામી દુ:ખ પડતના, નાર અભાગી હું છું—રા૦
દોષ નથી **કમળા** કંઈ ત્હારો, દોષ કરમનો કહીએ,
ભાગ્ય મહી આ ભોગવવાનું, સુખ દુ:ખ આવે સહીએ.—રા૦
રડે શું કરવા? **કમળા** પ્યારી, દોષ થકી તું ન્યારી,
ઇશ્વર ઇચ્છા એવી ગણીને, શાંતી ધરતું પ્યારી.—રા૦
ભુખ તરસથી બાબુ રડતો, સ્વામીને સમજાવ્યા,
પાપી પડશે પાપ થકી તે, ઇશ્વિર ઇચ્છા લાવ્યા.—રા૦
મુદ્રિકા વેચી તેમાંથી, ખાવાનું કંઇ લાવો,
ઇશ્વિર કરશે સારૂં સર્વે, વ્હાલા વ્હેલા આવો.—રા૦
પડ્યા દીનની કર્મ કથા મે, સ્વામીને સંભળાવી,
હર્ષ શોકમાં અજબ થયા તે, ધન્ય ધન્ય આ ભાવી.—રા૦.

\+ + + + +

મમ સ્વામી તો જતા હતા ત્યાં, પાપી લુટારા આવ્યા,
અમ ત્રણેને ઘેરી તેઓ, લાગ તપાસી ફાવ્યા.—રા૦
**છાના 'લુપાઇ' તે લોકોએ, સહુ બીના આ જાણી,**
**લુટી ગયા લાખો રૂપીઆને પછી કહુ શું કહાણી!-રા૦**
ધૈર્ય જતું રહ્યું મ્હારૂં હતું તે, અરે પ્રભુ શું કીધું?
સાત દીવસના અપવાસેરે, ખાવાનું ના દીધું.—રા૦
દુ:ખી થતા દશ દાડા વિત્યા, એક મલ્યું ત્યાં સીધું,
જાતા મુસાફર અમને જાણી, ભુખ તણું દુ:ખ લીધું—રા૦

ભોજન કીધું અમ ત્રણેએ, વૃક્ષ નીચે જઇ સુતા,
પાથરવાને પૃથ્વી દેવી, અમે અતી કચવાતા.—રાગ
એક અવાજે ઉઠે હજારો, ખાન પાનની ખુબી,
તેજ અત્યારે વન વગડામાં, શરીરની નાશુદ્ધિ.—રાગ
ફરવા માટે બાગ બગીચા, રહેતા રંગ ભુવનમાં,
બ્હાર જતાં ગાડીમાં બેસી, તેજ અત્યારે વનમાં.—રાગ
**દોષ કરમનો કહેવું કોને? ઈશ્વર ઈચ્છા ધારી,**
**પળપળ વારે જબકી જાગું, ભય જંગલમાં ભારી.—રાગ**
તર્કો વિતર્કો અનેક થાતા, નિદ્રા નયને ના આવે,
વમળ વિચારે ગોથાં ખાતી, ભાવી જેમ ભમાવે.—રાગ
શાંત વિચારે ધૈર્ય ધરી મ્હે, સ્વામી છે તે સહુ મારૂં,
ખરૂં સતીનું વૈભવ જગમાં, ગણ્યું તેજ મ્હેં પ્યારૂં.—રાગ
ભર નિદ્રામાં પુત્ર પિતા બે, સુતા હતા કંટાળી,
નીરખી તેનું મુખ નયનથી, સર્વ અશાંતી ટાળી.—રાગ
શાંતીમાં સુખ ધાર્યું સર્વે, નિદ્રાએ તો ઘેરી,
પણ પાછળથી હરવા મારૂં, હરિ ગયો તે વૈરી.—રાગ
**સર્પ ભયંકર મ્હારા સ્વામીને, આવી અને દંસ દીધો**
**જબકીને હું જાગી ત્યારે, મણીધર જતાં દીઠો.—રાગ**
રૂદન કરતી વન વગડામાં, ઉઠો ઓ મમ પ્યારા,
દૈવત મારૂં દુર થયું તે, નીર નયન ચોધારા.—રાગ
રડી રડી હું રણમાં થાકી, કોણ આવી ઉગારે?
**અરે પ્રભુ આ દુઃખ આપતું, કેમ દયા કોઈના આવે?—રાગ**

માર૩ ખરૂં સૌભાગ્ય જગતમાં, તેહ થયા પણ ન્યારા,
વન વગડામાં મુજને મુકી, અરે પ્રભુ એ પ્યારા.—રા૦
બાકી રહ્યું તું ભોગવવાનું દંશ દઇ દુભાવ્યા,
દગો દઇ દારાને સ્વામી, સ્વર્ગ મહી સીધાવ્યા.—રા૦
પ્રભુ રૂપે હું જોતી પતિને, સુખ સર્વે તે મારૂં,
પતિ દેવ પર લોક શીધાવ્યા, જીવનર કીધું ખારૂં.—રા૦
રડી રડી હું થાકી રણમાં. કોણ સુણે તે કાને?
આભ ઉંચે ને પૃથ્વી નીચે, રડતી રખડું રાને.—રા૦
**મને દંશ તેં કાં નહી દિધો? મમ સ્વામીને બદલે,**
**અગર મને મુકી શું કરવા? પક્ષપાતના પગલે.—રા૦**
**કાષ્ટ તણી ચિત્તા ખડકી ને, હું પણ પડવા જાતી,**
**પણ બાબુ બા બા મુજ કહીને કરતી શું કચવાતી-રા૦**
મમ બાબુ ને દેખી મ્હારી, સ્નેહ નદી છલકાતી,
પ્રેમ પાસમાં હૃદય દયાથી, રડી રડી ઉભરાતી.—રા૦
પ્રભુ પ્રભુ આ શું હું કરતી? બાળક ત્યાગી મરતી,
નીરાધાર આ પુત્ર મુકીને, (ડબલ) ગુન્હે ના ડરતી.—રા૦
નીર્દયતા આ કેવી મારી? તે પસ્તાવો કરતી,
આત્મ ઘાતથી બાળક ત્યાગી, મહાપાતકમાં પડતી.—રા૦
પાપ ગણ્યું મે પુરણ તેમાં, મન મર્યું મે મારૂ,
ભાવિથી પાછી ભટકીને, ઇશ્વર ઇચ્છા ધારૂં.—રા૦
**આઠ વર્ષનો બાબુ મારો, બાર વર્ષનો લાગે,**
**ધૈર્ય ધરી મેં પુત્ર નીહાળી, પ્રભુ દુઃખ સહુ ભાગે.—રા૦**

અગ્નિ સંસ્કારે સ્વામીની, ક્રીયા કરી સહુ હાથે,
રહિ નહિ ત્યાં નામ નીશાની પુન્ય પાપ ગયા સાથે–રા૦
મા દીકરો અમ સાથે બન્ને, ત્યાંથીરે સંચરીયા.
હિંસક પ્રાણીના હોંકારે, અમે અતી ત્યાં ડરીયા.—રા૦
વમળ ચક્ર આ વિધિ તણું તે, ત્રાસેથી તરફડાવે!
અરે વિધિ તુજ ધાર્યું કરવા, કેવા નાચ નચાવે?—રા૦
ભુખ તરસથી અમે ભટકતા, દુઃખી થયારે ભારી,
શું કરવું ને જવું હવે ક્યાં? હિંમત સર્વે હારી.—રા૦
બા, બા, કેતો બાબુ મ્હારો, મુખ નયન નીહાળી,
ખાવાનું તો દે માતાજી, જરા શકું ના ચાલી.—રા૦
હું ગભરાણી બન્ને ભુખ્યા, શું ખવરાવું તેને,
હતું નહિ મુજ પાસે કાંઇ, પુત્ર કહે છે દેને.—રા૦
મે કહ્યુ ખાવાનું બેટા, આગળ જઇને ખાઈ,
જરા દુરતું ચાલ એટલે, આપુ છું હો ભાઇ.—રા૦
નથી ચલાતું ઓ માતાજી, ખાધા વિણનું ડગલું,
હું પણ થાકી બેઠી હારી, ચલાયનારે પગલું.—રા૦
લાડકવાયા બાબુ બાપુ, ખાવાનું શું ખાઈ?
ઝેર ખાવાને માટે મારી, પાસે રે' ના પાઈ.—રા૦
લાડકવાયો પણ તે ડહાયો, કરશું શું માતાજી?
હેત થકી હું તો હરખાણી. કાલ પણ થઇ રાજી.—રા૦
તુજ માટે ખાવાનું લાવું, અહીયાં જો તું બેસે,
હમણાં હું લઇને આવું છું, કહે એકલો રેશે?—રા૦

કાલુડો પણ સમજુ ડહાયો, બેઠોછું માતાજી.
ખાવાનું લઈ વ્હેલા આવો, વાર ન કરશો ઝાઝી.—રા૦
ચારે દીશામાં નયન ફેરવી, હું ત્યાંથીરે ચાલી.
રક્ષા કરજો હે રખવાળા, બેટા હું આ આવી.—રા૦

*　　*　　*　　*

પડતી રડતી અને રખડતી, દોડા દોડી કરતી.
ખાવાનું ક્યાં રસ્તે રાખ્યું? આંસુ નયને ભરતી.—રા૦
**જાતા જાતા દુર જંગલમાં, એક ભીખારણ ગોતી**
**તેની પાસે કરી યાચના, ભીક્ષા માટે રોતી.—રા૦**
મમ બાળક જંગલમાં, ભુખ્યોને તરસ્યો છે ભારે,
હું પણ ભુખી તરસી તેવી, કંઠ સુકાણો ત્યારે.—રા૦
ધૈર્ય આપતી મને ભીખારણ, બ્હેન નહિ ગભરાતી.
ખાવાનું છે મુજ પાસે પણ, આપ તણી કઇ જાતી.—રા૦
જાતી મ્હારી શું પુછોછો, સમય સમય બલીહારી.
અન્ય સમયતે કહીશ સર્વે, ભુખ તરત દુઃખ ભારી.—રા૦
ભલી ભીખારણ ખાણ દયાની, મમ પર તે દર્શાવી.
બ્હેન જમીને આ જળ પી લે, અમી અહા વર્ષાવી.—રા૦
**મેં કહ્યું ઉપકાર તમારો, પછી જમુ હું બ્હેની,**
**બાળક મારો ભુખ્યો તરસ્યો, નહિ જમુ હું પ્હેલી.—રા૦**
ભલે બ્હેન હુ સાથે આવું, બાળકને ખવરાવો,
પણ તમારી કોમળ કાયા, શામાટે કરમાવો?—રા૦
ધૈર્ય આપતી ભલી ભીખારણ, સાથે સાથે આવે,
બાળુ બેઠા હશે અરે ક્યાં? તે રસ્તો કાં ના આવે?—રા૦

પડી વ્હેન હું ભુલી ખરેખર, તે રસ્તો નહિ કળાતી,
અરે પ્રભુ આ આફત કેવી? ઠરૂ હવે ક્યાં બળાતી.—રા૦
રસ્તા ચાર થયા ત્યાં ભેગા, ભાન વિનાની ભુલી,
ત્રણ દીવસ તો શોધ્યો ત્હેને, અંતે થઈ હું લુલી.—રા૦
પણ આખર ના પત્તો લાગ્યો, થયું હશે શું ત્હેનું?
રડી રડી સરીતા રેલાવી, થયું દખ્યના ત્હેનું—રા૦

**રૂદન કરી સુક્કા પથ્થરને, આંસુથી ભીંજાવ્યાં,**
**પણ હાથેથી મેંજ ગુમાવ્યો બની બહાવરી કાયા—રા૦**

તેજ ભીખારણ ધૈર્ય આપતી, બોલી સુંણુ ઓ વ્હેની,
પુત્ર તને પુનઃ મળશે ત્હારો, શાંતી ધર ઓ વ્હેની.—રા૦

*　　*　　*　　*

નાખી નીસાસાઃ ત્યાંથી ચાલી, તે ડોશીની સાથે,
કલકતામાં તે રહેતીતી, થયા અમે બે સાથે.—રા૦
પુત્ર વિયોગે ઓ માતાજી, કેમ દીવસ મમ જાશે?
સુખ હવે શું? આ ઝીંદગીમાં, પુત્ર શોકના ના જાશે—રા૦

તે ઝુંપડીમાં હતાં અમે બે, રડયા કરૂં એકાંતે,
શોકાગ્નિથી, સળગે કાયા, નીંદ ન આવે રાતે—રા૦
દીવસ પરે દીવસો વિત્યા ત્યાં, પુત્ર શોક ના જાએ,
આ દુઃખ જોવા જીવતી રાખી, ભોગવવાનું ભાગ્યે—રા૦
માતા કહીને હું બોલાવુ, બેટા, બેટા તે કહેતી,
પુત્રિ માફક જતન જાણીને સુખ દુઃખમાં ત્યાં રહેતી—રા૦

પચ્ચાસ વર્ષની તે ડોશીમા, ગુણીયલ તે ગુણવાળી,
શાણીને સમજુ તે સહુમાં, બુદ્ધિમાં હદવાળી.—રા૦
નગરમહિં તે જાય માગવા, મેં કહ્યું સાથે આવું,
નાના, બેટી! નાની વયમાં સાથે ના લઇ જાવું.—રા૦
રમણિ તારૂં રૂપ દેખીને લોકો બનશે ઘેલા,
યોવન તારૂં હજી ઉછળતું ભટકી પડશો ભુલા—રા૦
તેજ કારણથી તુજને મુકી, જાતે હું જાયુ છું
પેટ ભરૂ છું ત્હારૂં પ્રિતે, બેટી સાચું કહું છું—રા૦
**શરણાગતને કદી ન ત્યાગુ ભલે હવું ભિખારી**
**કુળવંતી તું કમળા દેવી ચહુ પુત્રિસમ પ્યારી—રા૦**
**દયા, ધર્મને કર્મ જગતમાં જે જન પ્રિતે પાળે**
**ક્ષમા, ધૈર્યને સદ્ગુણશાળી પાપ સર્વ પ્રજાળે—રા૦**
સુખ દુઃખ વારા ફરતી છાયા, ઘડી ઘટમાળા એવી,
સંકટ સમયે ધૈર્ય ધરીલે, ઇશ્વર ઇચ્છા જેવી—રા૦
રંભા જેવી રૂપ રત્ન તું કેમ બ્હાર હું કાઢું?
લોકો સાથે જોર ન ચાલે, કેમ ગણું હું વાઢું—રા૦
કામીજન તુજને મેળવવા મુજને બહુ લલચાવે,
પણ હું તેને પથ્થર ગણતી, અનેક રીતે તાવે—રા૦
કંઈ કંઇ વખતે મુજ માટે તે, ડોશીને ધમકાવે,
લોકો સાથે ઝઘડો લડીને, મ્હારી લાજ બચાવે.—રા૦
હું પણ સમજી ધન્ય ડોશીમા, માત ખરી તું મ્હારી
શીયળ સાચવ્યું પુત્રિ ગણીને, તે પાપેથી તારી—રા૦
શિવરાત્રીનો દીવસ આવ્યો, મેં કહ્યું આજે આવું?.
ભલે દીકરી ઇચ્છા ત્હારી, આજે હું લઇ જાવું—રા૦

\+ + + +

જંગલ ત્યાગી, અમે શહેરમાં, ફરતા ફરતા આવ્યાં,
લોકો, પાછળ, પડ્યા અમારિ, તીર નયનથી, તાવ્યા.—રા૦
કામી જન તો બન્યા બહાવરા, સાદ કરી, સહું આપે,
ઠઠ્ઠા મસ્તી, કરતા મ્હારી, અની તપી તે તાપે.—રા૦
**કોટી પતિ આં કલકત્તામાં, વસે જગે, જાહેરે,**
**એક પડયો તે, પાછળ મારી, એક 'ચુંબન' દે ગાલે-રા.**
આંખ ઇસ્રારે, કરી આજીજી, સંપતિ સર્વ લુટાવે,
નોટ બતાવે, નવી નવી તે, હજારથી લલચાવે,—રા૦
**ધુડ પડો તારા રૂપીયામાં, પરનારીમાં, મોતા,**
**કામ આંધળા, કપુત જાગી, લક્ષ્મી સર્વે ખોતા-રા૦**
**સુધારવાને, બદલે પાપી, તમે બગાડો ઉલટા;**
**થયા શેઠીયા મારે શું? સતી કરો છો કુલટા.—રા૦**
ધીક્ક ધીક્ક ત્હારી દૃષ્ટ જનેતા, કુકર્મી ઓ કાળા,
કામ જાળ આ, દુષ્ટ કળાથી, કરતા મુખને કાળા.—રા૦
**મૂખ કરીને નીચું ત્યાંથી, કર્યું પલાયન પાપી**
**બોલ્યા વિણનો બળી હૃદયમાં, દુર થયો તે પાપી-રા૦**
**સ્ત્રી ધીક્કારે પુરૂષ ચાહે, ન્યાય થકી તે ન્યારૂં;**
**પ્રેમ નહિ તે પાપ જગતમાં, પણ પાપીને પ્યારૂં-રા.**
એક ચાહે ને એક ધીક્કારે. એ જીવતર પણ જુદું,
બળીયા બગથી બાથ ભીડે છે, સતી પ્રભાવે કુદું †—રા૦
હોય હરામી ફરે ભટકતાં, વણ ઇચ્છાએ વગાગે,
પણ પાપી તે પડતા પાછા, જીવતા જીવતર સળગે§—રા૦

---

† સતીના પ્રભાવથી નીચ પુરૂષની નીચ વૃતિ તૃપ્ત થતી નથી. § અપકીર્તિ

કહે હરામી હાય હાયરે, રૂપ દેખી રીઝાતા,
પણ શું ફાવે નીચ કૃત્યથી? અંતે એ ખીઝાતા.—રા૦
કામી જન તે નીચ કૃત્યથી, ગરીબને ગભરાવે,
હોય અરે જે ભુંડી ભામા, તો તે જાળ બીછાવે.—રા૦
કામી જન તેં અંધ થંઇને, અભીમાનમાં ચડતાં,
પણ ઇશ્વર તો નીર્ખે સર્વે, ચડયાં નીચ તે પડતાં.—રા૦
કામી જન જે કેર કરે છે, તે ઇશ્વર શું સાંખે?
કદી કરેના પક્ષપાત તે, "શીક્ષા" તેને આપે.—રા૦

*                    *                    *                    *

**કલકત્તાની ભરી બઝારે, ભીક્ષા કારણ આવ્યા,**
**સુંદર મેડી નીર્ખી નયને, જરા અમે ત્યાં થંભ્યા.—રા૦**
**મહેલ હતો ગુણીકાનો, મનહર ખબર નહિ તે અમને;**
**અમ બંનેને ઉપર તેડી, બપે કહો શું તમને?—રા૦**
**ભિક્ષા કારણ અમે ભટકતાં, આપ ઇચ્છાથી આપો,**
**ભોજન મળતાં આનંદ, અમને પછી જપીશું જાપો—રા૦**
રૂપ કળાને યૌવન ભાળી, તે ગુણીકા લલચાણી-
મને કહ્યું તું રેજે અહિયાં, સુખ ભાગને જાણી.—રા૦
દુઃખી નકામી થાય શું કરતા આ જોગીની સાથે,
અહિયાં રહીને આનંદ કર તું, જુવાની થવાની જાતે.—રા૦
**મન પાળક તે માતા મ્હારી, તેને મુકી ના આવું**
**સુખ ગણીશું આ ટુકડામાં, હવે અમારે જવું.—રા૦**

તે યુક્તિમાં ના લલચાણી, ગુણીકા તેથી હારી,
ખાવાનું આપ્યું અનેને, ભોજનની તૈયારી.--૨૦
માના તુલ્યે તે ડોશીમાં, ઉભી ત્યાં પછડાણી,
પડતાં સાથે પ્રાણ ગયારે, રડતી માતા જાણી.--૨૦
પાલન કરતી પ્રેમ ભાવથી, તે પણ ત્યાગી ચાલી,
રહું હવે હું આ જગમાં ક્યાં? કોણ ઉગારે ? જાલી.--૨૦
ગુણીકા તો હરખાણી હૈયે, મમ પાસે તે આવી,
ધૈર્ય આપતી મને કહે તે, સુખ રૂપે તુજ "ભાવી"૧--૨૦
મીઠા બોલી તે વૃદ્ધ ગુણીકા, શાંતી ધર તુ બાળા,
હવે ખરેખર સુખી થવાની. સત્ય જાણજે બાળા.--૨૦
અરે તરૂણી હે ફાટચા તુટચા, કાઢ તરૂણી આ માળા,
સજ સુંદર તું કપડા સારે, નરયોવન તું બાળા.--૨૦
જેવી તમારી મુરબ્બી માતા, થઈ આધીન હું તેને,
મને ખબર ના આ ગુણીકા છે, પ્રેમ ધરે છે શેને?--૨૦
દુઃખીયારી જાણીને તુજને, હું રાખું છું અહિંયાં,
એ ઉપકારે હૃદય રીઝાણી, ઠીક નયન ત્યાં ઠરીયાં.--૨૦
ત્રણ દીન થયાં ત્યાં ચેતી ગઈ હું, આવી ગુણીકાને ત્યાં,
પ્રભુ પ્રભુ આ આફતમાંથી, જવું કહોને મારે ક્યાં ?--૨૦
હું રડતી ના, ખાતી કાંઇ, તે ગુણીકા રીઝવતી,
મને કહે આ સર્વે તારૂં, છતા કેમ દુભાતી ?--૨૦
ભર યૌવન ફુલવાળી ભાળી, તે ગુણીકા લલચાવે,
વિધ વિધ વાતે સમજાવીને, ભાન ધરી ભરમાવે.--૨૦

---

૧ આજથી તારા સુખનો ઉદય થયો છે એમ જાણ

તું કુળવંતી હું સમજું છું, પણ વય જો આ તારી,
માટે સમજી હઠ છોડી દે, યૌવનની બલીહારી.—રા૦
તું શરમાતી ને લજવાતી, સુકુળની નીશાની,
પણ યૌવનનો લાવ જગતમાં, પાપ ગણે તું શાની?-રા૦
રાજા ને મહારાજા વીના, અહિયાં કોઇ ન આવે,
તુજ સરખી "સાત તરૂણી" પુછી જો સમજાવે.-રા૦
સત્તે દિવસ થયાં પુરા આજે, મરણ જપું છું માળા,
પ્રસંગ આવતા ઘાત કરીને, 'મર્ણ ચહુ' રઢીયાળા-રા૦
પહેલવહેલું આમંત્રણ આવ્યું, રાજકુંવરનું જ્યારે,
તેજ અત્યારે આપ ઉભા છો, પછી કહું શું ત્યારે-રા૦
કર્મ કથા મેં કીધી મારી, બાળકની રહી બાકી,
તેની ખબર મુજને ના આવી, તમે જુવો છો શું તાકી—રા૦
રહુ નહિ હું શાને કાજે? આ કારણ રોતી તી,
શીયળ સાચવે ઇશ્વર મારૂં, એજ હ્રદય ઉચરતી.—રા૦
શીયળ સાચવી મને ઉગારો, આ પાપેથી તારો,
સ્રીહત્યાનું પાતક પડશે, હવે નથી કો આરો.—રા૦

+ + + +

## દોહરા.

કથની પુરી થાય ત્યાં, મુર્છાગત તે થાય
ઉપાય કરતો રાજવી, ઔષધ શુધ્ધિ પાય.
શધ્ધિ અંતર આવતાં, સતી કરે વિચાર,
ઉતર પર આધાર તે, સર્વ કથાનો સાર.



રાજકુંવર:—

**માતા ઓ માતા તું મ્હારી, એજ બાળક હું ત્હારો,**
**ભુખ્યો તરસ્યો વનમાં મૂકી, કર્યો ત્યાગ તેં મ્હારો.**
**માત હું કહુ કથની મારી—**

તેજ વૃક્ષની છાયા નીચે, હું જઇને ત્યાં સુતો,
ઓ માતા, ઓ માતા કરતો, ભુખ તરશથી રડતો.—મા૦
પદ્માવતી નગરીનો રાજા, પદ્મસેન શીકારે,
આવી ચડ્યો તે રણ વગડામાં, રૂદન સાંભળી ભારે.—મા૦
પુત્ર રત્ન તેને નહિ તેથી, પદ્મસેન થયો રાજી,
રાજ તણું કલ્યાણ થયું કે? સૈનીક બોલ્યા હાજી.—મા૦
મમ માતા મુજ માટે કંઇથી, ભોજન લેવા ગઇ છે
હજી ન આવી કેમ આવું હું? ઘણી વાર રે થઈ છે.—મા૦
ત્યારે બોલ્યા તે મહારાજા, માણસ રાખી જઇએ,
તે આવે કે તેડી લાવો, અમે પુરમાં જઇએ.—મા૦
ત્રણ દીવસ તુજ માટે શેવક, જંગલ માંહ્ય ભટક્યા,
પણ ખબર ના આવી ત્હારી, અંતે સર્વે અટક્યા.—મા૦

## વિધિનું વમળ ચક્ર

તુજ માટે હું બહુ બહુ રડતો, રાજા વાત ભુલાવે,
અનેક રીતે રાજી કરવા, સેવક શરણે આવે.—મા૦
દીવસ પરે દિવસો વીત્યાં ત્યાં, શિક્ષણ પામ્યો સારૂં,
રાજતણી ચર્ચા સૌ થાતી, ફર્યું 'ભાગ્ય'ત્યાં મારૂં-મા૦
વાત ભુલાવી અંતે તારી, તે રાજાની રાણી,
માતા કહિને હું બોલાવું, ગુણવંતી તે શાણી.—મા૦
સેજ બીમારી તે રાજાને, તે દર્દે ના ઉઠયા,
શોક હૃદયમાં સૌને થાતો, લેખ પરે તે ભેટયા—મા૦
પદ્મસેન પરલોક સીધાવ્યા, 'ગાદી' વારસ હું છું,
દેશાટન કરવાને જાતો, સત્ય હકીકત કહું છું.-મા૦
ફરી જગતમાં મોટાં શહેરો, પછી રાજ્યમાં જાઉં,
રાજ્યસત્તા સંભાળી મ્હારી, ધર્મ નીતીમાં ધાઉં.

* * * *

દશ વર્ષ થયા આજે, દુઃખ દશાના મારા,
લાજ પ્રભુએ રાખી સહુની, ધન્ય ધન્ય પ્ર ભુ મારા-
આજ......પુત્ર રત્નને પામી,
ભેટી પડયા બંને ભુજામાં, માત પુત્ર તે પ્યારા,
બહુ દુઃખ ભાગ્યું એ માતા તેં, હર્ષ આંસુ ચોધારા-
એ......આ જગ લીલા કેવી ?

\+ + + + +

# ઉપસંહાર.

—: હરિગીત છંદ :—

પ્રીય પાઠકો આ કર્મની, કહાણી કહી કમળા તણી,
આંસુ ભર્યા આ લેખતાં, કરૂણાંજનક કથની ભણી.
**વમળ ચક્ર વિધિનું, ફરતું ફરે જેના શીરે,**
**તે રંક કે રાજા ભલે હો, ભોગવે પહોંચે તીરે. ૧**

\+ + + + +

તે પુત્ર માતા તીર્થમાં. ત્યાંથી જવાને સંચર્યા,
પુન્ય દાન દીધા પ્રેમથી, વળતા સ્વદેશે તે વળ્યા.
વીરસેન ધારી નામ ને, ગાદીપતિ ગુણીયલ થયો.
શુભ મુહુર્તે ગાદી પરે, આરૂઢ રાજા તે થયો. ૨
**પદ્માવતીના રાજ્યનો, હકદાર 'રાજા' તે થયો,**
**નીજ ન્યાય નીતી ધારીને, કીર્તી દીપાવી તે રહયો.**
એ રીતથી આનંદમાં, દીવસો કંઇ વીતી ગયાં,
નીજ રાજ્યમાં શાંતી થકી, આનંદ ઉત્સવ થઇ રહ્યાં. ૩
પણ એક દીને પુત્ર તે, નીજ માતની પાસે જતા,
શોકાતુરે સળગી જતી, અંતર નીસાસાઃ નાખતા.
**કમળા સતી નીજ મહેલમાં, શોકાતુરે બેઠા હતાં,**
**આંસુ ભરાયા આંખમાં, દુઃખ પુર્વના સંભાળતાં. ૪**
શું દુઃખ માતા આપને? આંસુ ભર્યાં છે આંખમાં,

કારણ કહો જલદી મને, જોવાય દુ:ખ શું માતના? §
કારણ બીજું કંઈ નહી, બેટા કહું શું હું કથી?
તુજ તાતનો વે'રી જીવે, તુજને ખબર તે શું નથી? ૫

હું રાજ્ય માતા થઈ ભલે, પણ રંક જેવી હું ગણું,
જો પુત્ર મારો હોય તું, તે વે'ર લેવા હું ભણું.
લીધી પ્રતિજ્ઞા વે'રની, તે વે'રીને નીશ્ચે હણું,
તે પાપીના કટકા કરી, તુજ ચર્ણમાં મસ્તક ધરૂં. ૬

નીજ તાતનું તે વે'ર લેવા, એક દીને થયો છતો,
આપી ખબર તે દુષ્ટને, દીવાન પાપી જ્યાં હતો.
લશ્કર લડાઈ માટ ચઢ્યુ, સામ સામે જંગમાં,
ચાલુ થયું ત્યાં યુદ્ધ તે, હારે નહિ કો રંગમાં. ૭

મારો ચલાવ્યો યુક્તિથી, લશ્કર ગયું વીખરાઈ ત્યાં,
પકડ્યો પછાડી પાપીને, નાસી જશે તું નીચ ક્યાં?
તે પાપીનું મસ્તક લઈ, વિજય કર્યો તે વે'રમાં,
તે રાજ્યની ખંડણી લઇ, વીરસેન આવ્યો રાજ્યમાં ૮

ભુપ શિહને બંદીયો કરી, દીવાનને જીવતા હણ્યો,
લઇ વે'ર તેના તાતનું, નીજ માતને ચરણે નમ્યો.
વિધિએ લખેલા લેખ જે, તે ભોગવે છુટાય છે,
આવે સહુ પર આપતી, પણ ધૈર્યથી જીતાય છે. ૯
દુ:ખ વાદળ દશ વર્ષનું, બહુધા રહે છે જગતમાં.
અદ્દભુત લીલા ઇશ્વરી, ફરતી ફરે છે જગતમાં,
સુખની કદર દુ:ખમાં થતી, ઇન્સાન જોના જગતમાં,

§ માતાનું દુ:ખ પુત્ર કેમ જોઇ શકે?

નીજ ધર્મ ધારી જે વસે, સુખ ભોગવે તે જગતમાં. ૧૦
કમળા સતી જેવું શીયળ, સહુ આચવો સન્નારીઓ,
પ્રગટો અમારા હિંદમાં, શાણી સતી સન્નારીઓ.
સુલક્ષણી કુળવાન નારી, જગતમાં પસરો તમે,
કલ્યાણ થાયે કુળનું, સદ્બુધ્ધિથી સમજો તમે. ૧૧



## દોહરા.

કમળાની કથની લખી, જન દુઃખીને તે જાણ
પાશાણો પીગળે નહિ, દુનીઆ દુઃખની ખાણ. ૧
સોની સુંદરકાન્ત ( ) ભગવાનજી હરિલાલ,
ભજે એકને ભાવથી, નેક ધરી નંદલાલ. ૨
ધ્યાન ધરૂં હું ધીરથી, નટવર (જે) નંદલાલ.
કરે પ્રેરણા અંતરે, મ્હારો મનહર લાલ. ૩
કથા રૂપે આ બાગને, અર્પુ "મોહન" લાલ.
મોહન ધારી મોરલી, મ્હારા સુંદરલાલ ૪
મ્હારા સુંદર કાન્ત તે, સોની સુંદર બાળ.
પ્રેમ પુષ્પના હારની, સુંદર અર્પુ માળ. ૫

**સમાપ્ત.**

સુંદરકાન્ત પુસ્તક માળા, પુસ્તક ૨જું.



# શ્રી સુંદરકાન્ત-કાવ્યમાળા

## ભાગ ૧ લો.




લેખકઃ—"સુંદરકાન્ત."

(તે)

સોની ભગવાનજી હરિલાલ ભાવનગરવાળા.


વ્યાપક સ્થળે સ્થળ વિશ્વમાં, ત્હારી અજબ ન્યારી કૃતી,
ભૂતળ અને બ્રહ્માંડમાં, દ્રષ્ટિ સ્થળે સ્થળમાં જતી.
તું કયાં નથી? તું કયાં નથી? સર્વે સ્થળે શ્રી પતી,
કીર્તી અલૌકીક શું ભણું? પહોંચે નહિ મ્હારી મતી.

— સુંદરકાન્ત.

# વિભૂ વાક્ય.



— ગઝલ —

ધરા પર ધર્મની પડતી હે ભારત! થાય છે જ્યારે!
ધરૂં અવતાર અવનીમાં, અધર્મો કાપવા ત્યારે!

+ + + + +

હણું છું દુષ્ટને દાબી, ચડું છું ભક્તની વારે!
ગયેલા ધર્મને સ્થાપિ. કરૂં જયકાર હું ત્યારે!
નિરંજન હું નિરાકારી, મને તે જાણતા જ્ઞાની!
બચાવું દુઃખથી તેને, મને વ્હાલા અતી જ્ઞાની!
તજાવું બંધ હું ત્હેનાં, મને તે પામતા જ્ઞાની!
કરૂં છું પૂર્ણ હું ઇચ્છા, અતી ઉદાર છે જ્ઞાની!

* * * *

ભજે છે મને ભાવે, ઉગારૂં તેહને ભારત!
જુઠી જંજાળથી તારૂં, ખરેખર સંતને ભારત!

+ + +

સદા ચરણે સદા ચાલે, હે ભારત! તે મને પામે!
ભોગવતા સુખ શાંતીનું. પિડા અંતે સહુ વામે!



"સુંદરકાન્ત."

# વિભૂ વાક્ય, ભા. ૨ જો.

—ગઝલ—

કહું છું સર્વને ત્યાગી, શરણમાં આવ તું મ્હારા!
ઉગારૂં સર્વ પાપોથી, વચન છે સત્ય આ મ્હારા! ૧

ગી૦ અ૦ ૧૮ શ્લોક ૬૬

બીજા જે દેવના ભક્તો, ભજે છે દેવને જે, જે,
તેઓને દેવમાં તેની, બેસાડું હું શ્રદ્ધા તે, તે, ૨

ગી૦ અ૦ ૭ શ્લોક ૨૧

નથી હું યુધ્ધ કરવાનો, તજી દે ગર્વ એ ત્હારો,
પરાણે પ્રેરણા થાશે, ખરો ઉપદેશ આ મ્હારો, ૩

ગી૦ અ૦ ૧૮ શ્લોક ૫૯

નથી કંઇ શ્રેષ્ટ મારાથી, હે અર્જુન અંશ પણ કાંઇ,
પરોવી પુષ્પની માળા, સહુ બ્રહ્માંડ નીપજાઈ. ૪

ગી૦ અ૦ ૭ શ્લોક ૭.

તુટેલા વાદળા પેઠે થયેલો, ભ્રષ્ટ આ ભવમાં,
પ્રયત્નો અલ્પ કરનારો, ન પામે નાશ આ ભવમાં? ૫

શ્રધ્ધાથી યોગ સાધનમાં, ચળે છે યોગથી જ્યારે,
ન પામે યોગની સિધ્ધિ, હે કેશવ! થાય શું ત્યારે? ૬

ગી૦ અ૦ ૬ શ્લોક ૩૭–૩૮

હે પાર્થ શુભ કરનારો, ન પામે દુર્ગતી કોઇ,
ભલે આ લોક પરલોકે, ન પામે નાશ તે કોઈ, ૭
ગી૦ અ૦ ૬ શ્લોક ૪૦

થયેલો ભ્રષ્ટ તે યોગી. ફરીથી શુધ્ધ થાયે છે,
પ્રયત્નો આદરી પુરા, મને તે ખાસ પામે છે. ૮
ગી૦ અ૦ ૬ શ્લોક ૪૫

કરે છે જે મને અર્પણ, હૃદયમાં શુધ્ધ ભકિતથી,
જમું છું ભાવથી ભારત! પ્રસન હું એજ ભકિતથી. ૯
ગી૦ અ૦ ૯ શ્લોક ૨૬

તજીને ગર્ભ "કૈળા"નો, વિદુરે "છાલ" ને અર્પી,
જમ્યો હું ભાવથી ત્હેને, અમીને તે સ્થળે સ્થાપી. ૧૦
કરે છે ભક્તિ જે મ્હારી, ખરેખર તે મને પામે,
ફરે છે ત્યાં થકી ફેરા, પરમ તે ધામને પામે, ૧૧
ભજે છે દેવને જે જે, પછીથી દેવને પામે.
ફરે છે ત્યાં થકી ફેરા, ચોરાસી લક્ષને પામે. ૧૨
+ + + + +
પીતા માતા અને ધાતા, સ્વતંત્ર જગતનો સ્વામી.
અનાદી લોકનો ઈશ્વર, મને તે જાણતાં જ્ઞાની. ૧૩
મનુસ્યોના હૃદય માંહી, થતી તે પેરણા મ્હારી,
ધરૂં ધારણ કરૂં સ્થિતિ, થતી લયની કૃતિ મ્હારી. ૧૪
* * * *
સુતરના દોરની સાથે, રહે છે જેમ સહુ મણકા,
હે અર્જુન! "હીર" હું તેનુ, જગત તે દોરના મણકા, ૧૫



"સુંદરકાન્ત."

# ભક્તિ વિના ઇચ્છા ધરે, ઇશ્વર શું આપે ?

—હરીગીત છંદ—

આ વિશ્વમાં કીરતાર લીલા, છે અજબ ન્યારી કૃતી,
જે ભક્તિ કરતા ભાવથી, તેના પરે દ્રષ્ટિ જતી.

કરૂણા કરે કીરતાર તે, ભક્તિ થકી ભૂતળ મહિં.
ભક્તિ વિના ઇચ્છા ધરે, કરૂણા કરે ના, ના, નહિ.

જે જીવ ભજતા જેટલું, તેથી અધિકે તે ભજે,
આધાર રાખે શ્રી હરીનો, તો કદી તે ના તજે.

તે નામ પર 'કણ' એક આપો, તો હજારો દે તેને,
દેવું પડે ત્યાં ક્રોધથી, શું છે કમાણી કો મને ?

દેવું નહિ લેવું ખરૂં ? ભક્તિ કરે ના, આપજે,
ના, ના, નથી નવરા હરી, એવું કહે છે સાફ તે.

શુભ કર્મ કરતાં ના કદી, સ્તુતી કરે ફરતા ફરી,
કરૂણા પડી કયાં વાટમાં ? એવા નથી નવરા હરી.

રામા ખરી પણ રાંડ જે, રમણી ખરી પણ રોગમાં,
ભાળી પ્રભુ ત્યાં ભાવથી, ભમતો બધે તું ભોગમાં.

નીજ પેટ દુઃખે શીર કુટે, લે દવા જઇ તાવની,
ભગવાનજી, કહે શું મટે, ભક્તિ અરે ક્યાં ભાવની ?

# ભિખારી ભેખને છોડો !!

—ગઝલ—

અમારા હિંદમાં વસ્તી, ગણી છે ત્રિશ કોટીની.
ભિખારી ભાગ છે ચોથો, ઘરોઘર ભીખ રોટીની.
ભિખારી થાય છે પોતે? અરે'ના અન્યને કરતા,
ગુમાવે રામ ને માયા, નથી કીરતારથી ડરતા.
ભિખારી ના મલે બીજે, ભરાણાં હિંદમાં આંઇ,
ઉ-તેજન આપતા તેને, અમારા દેશના ભાઈ.
દીવસનું માંગતા દાડી, સુવે જઇ રામકી સાથે,
ભિખારીને કરે પેદા, ઉડાવે લ્હેર તે માથે.
ફરે છે મસ્ત તે થઇને, શરીરે પુષ્ટ ને રાતા,
કરે શું "કામ" આ કાંઇ? મલે છે માગવા જાતા.
ભલું થાયે કહો ક્યાંથી? અમારા હિંદનું હાયે!
વળી કંઇ લાગ જો મળતાં, ઉપાડી ચીજ પણ જાયે.
મફતના માલ જ્યાં મળતાં, કરે શું કામ તે બીજું?
ઉડાવે લ્હેર ને જાયે, પછી શું કામ છે ત્રિજું.
દુ:ખી છે હિંદ આ તેથી, ભિખારી ભેખને છોડો,
ઉન્નતીના ઘણા રસ્તા, પ્રભુ પ્રીતે તમે દોડો.
ભલું તો ને થયા થાશે, ઘણા છે હિંદમાં રસ્તા!
કહે ભગવાનજી તેથી, સહુને સુખના રસ્તા!



# "હુન્નરથી હિંદનો ઉદય!!"

—કવ્વાલી—

અમારા હિંદમાં સ્થાપો, હુન્નર ઉદ્યોગના રસ્તા,
દુઃખી છે હિંદ આ તેથી, ઉદ્યોગે સુખના રસ્તા. ૧

ઉદ્યોગે પામશો પૈસા, ઉદ્યોગે દુઃખ જાયે છે,
ઉદ્યોગે આથમેલું (તે), ઉદય થઇ સુખ થાયે છે. ૨

અહાહા હિંદમાં પ્હેલા, ઉદ્યોગે એ રવી રીઝયો,
વિદેશે (તે) ઉગ્યો વ્હાલા, થયા છો સુસ્ત તે ખીઝયો. ૩

વિદેશી હિંદમાં પેશી, કરી ગયા શોધ તે કેવી?
યુરોપી અને અમેરીકા, વળી જાપાનમાં તેવી. ૪

સુખી છે લોક તે કેવા? વિચારો હિંદના વીરા,
થશો સુખી તમે તેવા, ધસો જો એ રીતે ધીરા. ૫

ઉદય કરવા ઉદ્યોગોને, ઊઘાડો કામના રસ્તા,
ગરીબો માંગતા હાયે, કરે શું ? ના મળે રસ્તા. ૬

અહા, એ હિંદના હીરા, ઘણું જીવો ગુરૂ ગાંધી,
બતાવ્યા રાહ જે રૂડા, સહુ રૂણી અહા ગાંધી. ૭

હુન્નર કાઢો ઉન્નતિના, સુખી થાશો સુખી કરશો,
ઉદ્યોગે આપ વળવાથી, દુઃખીના દુઃખને હરશો. ૮

હુન્નરથી હામ આવે છે, ઉદ્યોગે ભાગ્ય પણ ફરતું,
પ્રસિદ્ધ એ નામ પુરૂષાર્થ, જગતમાં શું નથી કરતું ? ૯

ચહો કલ્યાણને કરવા. ખરેખર ખંતથી થાશે,
દરીદ્રતા દુઃખ ભય શંકા, ઉદ્યોગે દુર સહુ જાશે. ૧૦

હુન્નરને હાથમાં લઇને, ગમે ત્યાં જે જનો ફરશે,
સુકીર્તિ ને વળી જય ત્યાં, મહા લક્ષ્મિ સદા વરશે. ૧૧

હુન્નરનો વાવટો લઇને, કરો ઉપદેશ તે કુચી,
ખરેખર હિંદમાં હુન્નર. ઉદયની મુખ્ય એ કુચી. ૧૨

ઉત્તેજન ઓ વીરા આપો, ભુલોને વે'ર ૧ પૂર્વના,
અદેખી રીત કાઢોને, કરોને સંપ પૂર્વના. ૧૩

જનેતા એકના જાયા, મુસલમાનો અને હિંદુ,
ખરેખર રામ ને રહેમાન, વિભૂતી ઓમનું બિન્દુ. ૧૪

સુખી થાવા તમે સાંધો, હવે આ ઐકયતા પ્યારા,
પ્રપચી રીત કાઢોને, છુપાવો ના હવે પ્યારા. ૧૫

શીખાવો ને વળી શીખો, હુન્નરને હેતથી પ્યારા,
ખીલાવો ખંતથી તેને, ખરેખર પ્રેમથી પ્યારા. ૧૬

સુખી થાવા સુખી કરવા, શીખો હુન્નર ફરજ એ છે,
કહે ભગવાનજી અર્પો, જીવન આ હિંદનું જે છે. ૧૭



૧ મુસલમાનના રાજ્યનો જુલમ.

# સુધારો કે કુધારો ? !

—ગઝલ—

ચડાવી બુટ ને મોજા, પ્હેરી ફેન્સી સાડી,
લટકતી લાજ મેલી (છે), જુવોને જાય નાટકમાં.
ભલે મોટી ધરે સાડી, છતાં શીર અર્ધ ઉઘાડું,
શુશોભીત પોલકાવાળી, જુવો આ જાય જલ્સામાં,
પતી પગાર પચ્ચાનો, સતીની રીત અંગ્રેજી,
ભલે ઝુરે પતી (રૂણે), સતી તો જાય સરકસમાં.
ભણ્યા છે મીસ અંગ્રેજી, ધીસઇઝ એ દેમ છે ૧ દેશી,
મુવા દેશી બગાડે મોં, મઝા છે જો મીટીંગોમાં.
બનીને નાર નખરાળી, મની ખીસ્સા મહિં ઘાલી,
અકેલી નાર આ ચાલી, સરસ છે ફીલ્મ સીનેમા.
વડીલો શીખ જો દેતા, છકી વેવાણુની છોડી,
મલાજો સાવ મૂકીને. સ્વેચ્છા જાય છે દોડી.
જુની રીતી અરે જોઇ, ફરૂં નહિ શું ? કહો છો કાં ?
છુપાવી મુખ સાડીમાં, રહું ઘરમાં ? કહો છો કાં ?
રહે બંધન વિષે બૈરા, કુધારા એ ગયા જુના,
તપાસો ન્યાયથી તેને, બરાબર હક્ક બે સરખા.
સુધારો આપ તો સત્તા, સુધારો સુખ આપે છે,
હજારોની મધ્યે મોટું, મીટીંગો માન આપે છે.

---

૧. છે, શબ્દ પ્રાસ મેળવવા માટે છે.

રહે ઘરમાં ધરી આશા, પરીચય શું કહો થાતો?
અમારો જે સુધારો છે, ઘરોઘરમાં પ્રગટ થાતો,

સુધારાની થઈ સાળી, હવે તો હદ તેં વાળી,
બગાડી હિંદની બારી, બને છે કુળ ની કાળી. ૧
કુધારાને કહે છે તે, સુધારા આ અમારા છે,
કહે ભગવાનજી કુડી, વિચારી જો કુધારા છે.



# નાર કે નાગણી ? ! !

## —હરિગીત છંદ—

કર્કશ મળી જેને ત્રિયા. ઝેરી કટારી જાણવી,
મહિ થાપ ખાશે જે જનો, આફત અંગપર આણવી.
કમજાત થઇ જે કુલટા, નીજ રૂપ નાગણ થાય છે,
આવે ઝપાટે તેહનાં છંછેડતાં જીવ જાય છે.
ભય અને લજ્જા વળી અબળા તાણું રૂપ જાય છે.
વિકરાળ થાયે વાઘણી, પ્યારા પતિને ખાય છે.
તેનો ભરોસો જે કરે (તે), સ્હેજમાં સપડાય છે,
જાડું ઉચરે જગતમાં, શું તેહને પોગાય છે?



"સુંદરકાન્ત."

૧ કુળને તારનારી જાણ્યે ઉપદેશ કરતી હોય

# ભાળું બધે હું આપને!

## — ગઝલ સોરઠી હરિગીતમાં ગવાશે—

જ્યાં જ્યાં કરૂં દ્રષ્ટિ ત્યાં, હે ઇશ દેખું આપને!
સ્થળ સ્થળ મહિં આ વિશ્વમાં, ભાળું બધે હું આપને! ૧

નીત્યે પ્રકાશે વિશ્વમાં, પુર્ણ પ્રતાપી આભમાં,
રવી કોણ? જગમાં અન્ય શું? ભાળું બધે હું આપને! ૨

આકાશમાં તારા શશી, ચળકાટ આપે વિશ્વમાં,
તે તેજ તારૂં અંશ ત્યાં, ભાળું બધે હું આપને! ૩

દરિયા મહિં મોઝા ઉડે, એ મસ્ત થઇ જગમાં મળે,
ત્યાં ત્યાં ઉછાળા તેહમાં, ભાળુ બધે હું આપને! ૪

જ્યાં કાર્ય, કારણ, કર્મ યજ્ઞો, લાભ, હાની, થાય છે,
ત્યાં ત્યાં તમારી પ્રેરણાં, ભાળું બધે હું આપને! ૫

જે વૃક્ષનું જ્યાં પાન ફરતું, તેહમાં ત્યાં ત્યાં તમે,
ફાલે, ફળે, ક્ષય થાયજે, ભાળું બધે હું આપને! ૬

કીસ્મત કરાવે ભુલ કપટી, પાપ શું? વળી પુન્ય શું!
એ બેય જુદા નામમાં, ભાળું બધે હું આપને! ૭

આ ભાગ્ય પુરૂષારથ તણા, ચાલે જગે ઝગડા ઘણાં.
તે નામ જુદા હો ભલે, ભાળું બધે હું આપને! ૮

જુનું નવુ વળી જાણવું શું ? સર્વમાં છો ને હતો,
ભવિષ્યે તમે તેમાં હશો, ભાળું બધે હું આપને! ૯

આ જગતમાં છે રંક રાજા, મુર્ખ ડાહ્યા અન્ય કંઈ,
તે સર્વના શબ્દો પરે, ભાળું બધે હું આપને! ૧૦

મિત્રો અને શત્રુ વળી, ઘરબારના જે સ્નેહિઓ,
તેમાં તમે ત્રણ લોકના, ભાળું બધે હું આપને! ૧૧

હું બોલતો હા કંઈ નીરખતો, કર્મ કરતો જે વળી,
ને શબ્દ સુંણતો જેટલા, ભાળું બધે હું આપને ! ૧૨

આકાશથી જળ બિંદુ ઝરતાં, તેહ વૃષ્ટિ તું થતી,
અદ્‌ભુત લીલા જગતમાં, ભાળું બધે હું આપ ને ! ૧૩

પ્રગટી ચરણથી તેજ ગંગા, જઈ ચડી શંકર શીરે,
ધોતી બુરાઈ સર્વેની, ભાળું બધે હું આપને ! ૧૪

જન્મે મરે આ જગતમાં, ના, ના, મરે છે દેહ આ,
ઘટમાળ એ ફરતી ફરે, ભાળું બધે હું આપને! ૧૫

ભુલી જવાશે હા બધુ, બુંસાય ભક્તિ બીજ ના,
આ જન્મમાં તે જન્મમાં, ભાળું બધે હું આપને ! ૧૬

અણું અણું મહિં પણ આપ છો યાદી દીયે છે આપની,
ખાલી નથી કો અંશ પણ, ભાળું બધે હું આપને! ૧૭

જયાં યોગ સાધે યોગીયો, બ્રહ્મચર્ય ભક્તિ ભાવથી,
તેની ક્રીયા ને કર્મમાં, ભાળું બધે હું આપને ! ૧૮

જ્યાં સુખના ઝરણા ઝરે, ને દુઃખથી રડતા મલે,
તે બેયમાં શું તું નહિ? ભાળું બધે હું આપને! ૧૯
આ હુંપણું ને તુંપણું, ગુરૂજી પણ વા, અન્ય કાંઈ,
તે વ્યર્થ સર્વે સર્વમાં, ભાળું બધે હું આપને! ૨૦
કડવા વચનથી ઝેર ઝરતા, મીષ્ટ વાણીથી અમી,
મારે જીવડા તેહમાં, ભાળું બધે હું આપને! ૨૧
જ્યાં મસ્ત ઇશ્કી પ્રેમ પુરો, રંગ રેલે કામના,
કર, બાણ ઝાલ્યું કામનું, ભાળું બધે હું આપને! ૨૨
ઉંધું ચતું અવની પરે, ક્ષય વૃધ્ધિ જ્યાં જ્યાં થાય છે,
ચેતન નવું જ્યાં ચાલતું, ભાળું બધે હું આપને! ૨૩
ગાવા કહે ગુણ કેટલા, વ્યાપક તમે છો વિશ્વમાં,
ભગવાનજીના ભાવમાં, ભાળું બધે હું આપને! ૨૪

## "મ્હારી વિનંતી"

—દોહરા—

સુણજો સજ્જન સ્નેહથી, વિનંતી વારંમવાર,
અલ્પ બુધ્ધિએ છે લખ્યું આપ ગ્રહી લ્યો સાર, ૧
હશે દોષ મુજ કાવ્યમાં, ભુલ ચુકનો ભાર,
દોષ કરો દુર દ્રષ્ટિથી, સુજ્ઞ ગ્રહી લ્યો સાર. ૨



"સુંદરકાન્ત."

# હે ભક્તિ કરો તો?

(રાગ, હરી વેણુ વાય છે રે હો વંનમાં–એ ઢબ.)

હે, ભક્તિ કરો તો ભાળો હ્રદયમાં?
બીજે નથી છે, હારા હ્રદયમાં,—ભક્તિ.

ભક્તિ ભરી લે, હારા રે અંગમાં
રાચોને રૂડા, શ્રી હરી રંગમાં.

ઉપર મઢ્યું છે, હારૂ રે અંગ આ,
જોને રે' જીવડા, જાગી તું રંગમાં.

ભોળા હ્રદયનો, ભાળે છે રામને,
કપટી ને પાપી, જાણે શું? રામને.

જ્ઞાની જે હોય તે, શેવે છે રામને,
ભળતા તે બ્રહ્મમાં, પામે છે રામને.

જોને તપાસી, તું જરા તંનમાં,
ગંદો આ દેહ છે, ફુલે શું? મંનમાં.
ફોગટ ફરે છે ત્યાગી, રે વંનમાં,
ભાખે જો ભાવથી, ભાળે તો મંનમાં.

ભગવાનજી તો, ભાળે છે ભાવમા,
હે, હરી હાથથી, તારોને નાવમાં.



# યે જમાનેકા ખુદા કોન હૈ?!!

—ગઝલ—

જરકી મહોબત યાર જગમેં, ઓર સભી ભુખાર હૈ,
દેખા મેં બહોત તરેહસે યાર, જગમેં ઓહી ખુદા હૈ.

જર બીન મહોબત હૈ કહાં? ઉસીકું આપ દીખાઇએ,
હૈ નહિ સારી ખલ્કમેં યાર, મેં દેખા બહોત તરેહસે.

હોવેગાં જીસકે પાસમેં, વહાં પર દેખો પ્યાર હૈ,
કુરબાન હોતા વાં સભી, યાર ઉસકા બેડા પાર હૈ.

માશુકકે દવારે જાયગા, યાર વહાં પર માન કીસકા?
જરકી મહોબત યાર ઓઇ, હોતા જરકા પ્યાર હૈ,

સોચ દેખા મ્હેં બહોત તરેહસે, જર બીન જુઠા જાન હૈ.
જરસે હોતા હર કીસમકા, જગમેં જરકા માન હૈ,

સુનો મેરે દોસ્તો ઓરભી ઇતના, વોઇ યહાં મુખત્યાર હૈ,
જરસે પાતા સભી તરેહકા, યાર જગમેં વોહી ખુદા હૈ.

"સુંદરકાન્ત."



# પાપની છાપ !

—સોરઠા—

પાપ કરોના આપ, છાપ કદી છુટે નહિ,
નીશ્ચે જગનો બાપ, ન્યાય થકી ના મુકશે ! ૧

પાપ તણી તે છાપ! છોડો પણ છુટે નહિ!
હવે કરો ના આપ! તો વળગે નહિ આપને ! ૨

પડો તમે પાતાળ! પાપ કરી છાના થવા!
છતાં ન છોડે આળ! જાઓ ભલે આકાશમાં!

કરીને પેલું પાપ! મુર્ખા તું માને નહિ,
ફકીર થાને બાપ! છતાં તને તે ઓળખે ! ૪

હત્યા કેરૂં પાપ, મરશો! પણ મુકે નહિ!
જગમાં બુરી છાપ! તે બદલો ના છોડશે! ૫

હત્યા કુરી હાય, ત્હારી કુડી છાપ છે,
નહિ કરો તો થાય, લખ્યા લેખ ના છોડશે. ૬

હત્યા જગમા ચાર, વિપ્ર, ગાય, સ્ત્રી, બાળની,
છે નહિ તેનો પાર, જગમાં ક્રુર જાણજો! ૭

હત્યારા થાશો નહિ' જગમાં મોટુ પાપ!
અહિં નહિ તો છે તહિં, ભોગવવાનુ આપ! ૮

કરશો જે અન્યાય. જગત કદાપી છોડશે,
પણ નહિ છોડે અન્યાય, અંતે આખરી હાથમાં.
વ્યાપક ઈશ્વર જાણતું, જગમાં ખાલી ના જગા,
ગર્વ મહિં ના માણ તું, હું પદમાં રે મુરખા!

સુંદરકાન્ત.

## " ભુદરને ભેટવા હો.....જી "

( 'વ્હાલા વેગે આવો રે,—એ રાગમાં ગવાશે' )

—ભજન—

હળી મળી સૌ ચાલોરે, વીરા માગ [illegible] મા હો... જી
હે......તેમાં તારૂં દેખું શું હું કલ્યાણ (૨) હળી મળી

સાખી.

હે જાપ જપો જુગદીશના, જે છે જગતના નાથ
તારણ કરતો ભક્તનું, અનાથનો જે નાથ,
તેની ટેકમાં રાખોરે તાતા છે ત્રણ લોકના હો.....જી
હે......તેથી તુને મળશે, શ્રી ભગવાન (૨) હળી મળી.

## સાખી.

હે ત્રિકમજી ત્રણ લોકમાં, ધારણનો ધરનાર,
શરણે તેને સંચરો, એજ જીવનનો સાર.
ભલો ભાવ રાખો રે, ભુદરને ભેટવાજી હો.........જી
હે......તેથી તારૂં તેડુ તજે યમરાજ (૨) હળી મળી.

## સાખી.

હે ગોવીંદ છે ગુણીયલ તણો, હુંપદ ત્યાં હરી દુર,
મ્હારૂં ત્હારૂં જે તજે, પામે તે પ્રભુ નૂર.
હિંદનો હિતેષી રે, કે' છે, ભગવાનજી હો........જી
હે......કલીયુગે ચાલે છે કર્મ કરાર (૨) હળી મળી.



# કરૂં છું હું ખરી સેવા, ભા. ૧ લો.

## —કવ્વાલી—

પ્રભાતે ઉઠીને પહેલાં, અમારી સાંભળો સેવા ૧ !
બીડી બે ચાર ફુંકીને, કરૂં છું હું ખરી સેવા ! ૧
અમીરી ચાય છે અછી, પીઉં છું પ્રેમથી પુરા !
ઉડાવી ડોજ આખાને, કરૂં છું હું ખરી સેવા ! ૨
પછીથી ચીજ અછીને, વદુ છું શોખથી મારા,
કવ્વાલી એક ફેંકીને, કરૂં છું હું ખરી સેવા ! ૩
નકામું નામનું દાતણ, કરૂં બીસ્કીટને ખાવા,
ઉડાવી કેક આખ્ખાને, કરૂં છું હું ખરી સેવા ! ૪
નકામું છે અરે ન્હાવું, સુશોભીત લુગડા સારા,
સફાઇ સાફ રાખીને, કરૂં છું હું ખરી સેવા ! ૫
મજાની બાબરી માથે, હજામત હાથથી કરતા,
બરાબર બાલ ઓળીને, કરૂં છું હું ખરી સેવા ! ૬
જઉં છું બહાર હું જ્યારે, જમું છું પાન પુનાના,
મુખે ચીરૂટ મુકીને, કરૂં છું હું ખરી સેવા ! ૭
થઈ બે ચારની ટોળી, અમે તો હોટલે જાતા,
ખરો તે ધર્મ જાણીને, કરૂં છું હું ખરી સેવા ! ૮

\+ + + + +

---

૧. કુટેવો.

# ભાગ ૩ જો.

વગાડો "આપ" પેટીને, બજાવું યાર હું તબલા,
કવ્વાલી ચીજ ફેંકીને, કરૂં છું હું ખરી સેવા! ૧૭

અહાહા, બ્હાર આ કેવો! સુધારો સુખ આપે છે,
ઘરોઘરમાં પ્રગટ કરવા, કરૂં છું હું ખરી સેવા! ૧૮

પ્રભુના પુછડા કે' છે, પ્રભુની 'રે કરો સેવા!
સહુને ઠોકરે મારી, કરૂં છું હું ખરી સેવા! ૧૯

ગપાટા શાસ્ત્રના ખોટા, પુરાણો તો પછીથી છે,
જવા દયો વાત સૌ જુઠી, કરૂં છું હું ખરી સેવા! ૨૦

ભવાઇ ભક્તની ભાળી, કરે છે ઢોંગ ધર્મોના,
મીટીગો સાચની જાણી, કરૂં છું હું ખરી સેવા! ૨૧

પ્રભુની વાત જાવા દયો, પ્રભુ તો છેજ કયાં જગમાં?
ભવાડો ભામટાનો તે! કરૂં છું હું ખરી સેવા! ૨૨

ધરમ ને ધ્યાન છે ઘાંચલ, નકામાં નામ શું લેવા?
જગાડી આ સુધારાને, કરૂં છું હું ખરી સેવા! ૨૩

ખરૂં શું તત્વ છે તેને? નથી રે' જાણવા કોઇ,
ખરૂં તે તત્વ જાણીને, કરૂં છું હું ખરી સેવા! ૨૪

\+ + + + +

# ભાગ ૪ થો.

હમારા રાહ ન્યારા છે, હમારા કામ પ્યારા છે,
ખરૂં આ કર્મ સમજીને, કરૂં છું હું ખરી સેવા! ૨૫
અહા ઉપદેશ આ મ્હારો, ભુલોના આપ તે ભાઇ.
અહાહા, એ સુધારાની, કરૂં છું હું ખરી સેવા! ૨૬
સુધારા જે કહ્યાં તમને, હજી તે બુજ કીધાં છે,
હજુ બાકી ઘણાં બીજા, કરૂં છું હું ખરી સેવા! ૨૭
થયું છે આજ તો મોડું, ફરીથી આપ મલશોને?
સુધારો સાથમાં રાખી, કરૂં છું હું ખરી સેવા! ૨૮

*　　*　　*　　*

સુંણી ભગવાનજી કે' છે, સુધારા સાંભળ્યાં તારા!
બગાડી બાપના નામો, કરો છો આખરી સેવા? ૨૯
પઢો છો શુષ્કની પેઠે, વળેલાં પાનીયા વાળાં!
મુકાવી નામ પર મીંડું, કરો છો આ ખરી સેવા? ૩૦
સુધારામાં સળી[1] મુકો, મરો છો મુર્ખ થઇ મોટા!
તમારા બાપની હોળી, કરો છો આ ખરી સેવા? ૩૧
સુધારા ફેંકતા ઉંડા, કુધારા કાઢતા કુડા,
હમારા ધર્મ રોળીને, કરો છો આ ખરી સેવા? ૩૨



---

૧ દીવાસળી.

# હે મન! તું શું કરવા ધારે છે?!

—દોહરા.—

મનથી હાર્યો જીવ આ, જગથી હાર્યો જાણ,
મનથી જીત્યો જીવ આ, જીત્યો જગથી જાણ, ૧

મનથી બાંધ્યો જીવ આ, જગમાં તે બંધાય,
મનથી ધારે મુક્ત તો, નીશ્ચે મુક્ત ગણાય. ૨

મન જો મારે મોહને, મરશે મોહ સદાય,
મન જો ઇચ્છે મોહને, વ્યાપ્યો અંગ બળાય. ૩

મન જો ધારે જગતમાં, કરશે ધાર્યું કામ,
મન ધારે જો નહિ બને, થાય નહિ તે કામ. ૪

મન જો ધારે રાજવી, થાઉં જગમાં સાચ,
નીશ્ચે પામે રાજને, ઇતિહાસોને વાંચ. ૫

મન જો ધારે રંક હું, બને સાચે કંગાલ,
અલ્પ થઇને આચરે, મલે રંક સન્માન. ૬

મન છે કારણ જગતનું, બંધ મોક્ષ એ દ્વાર,
જ્યાં જ્યાં ઇચ્છા જે ધરે, ત્યાં ત્યાં પ્હોંચે પાર. ૭

મન જો ધારે હું કરૂં, તારૂં ધાર્યું થાય,
જો તું ધારે પ્રભુને, ઝાઝી મળશે સહાય. ૮

જેવું નીર્મો ભુન છે, તેવું મન ગણાય,
સારે કામે લગાડજે, આપે લાભ ઘણાય. ૯

ઘડી ઘડીમાં મન આ, ફરતું દુનીયા માંય,
ઘડી ગગનમાં એ ચડે, ઘડી જાય પાતાળ. ૧૦

પળમાં મુંબઇ માલતું, પળમાં (તે) ઇંગલાંડ,
પળમાં સ્વર્ગ સંચરી, પડતું પૃથ્વી માંય. ૧૧

ઘડી ચડે છે જ્ઞાનમાં, કરતું ભક્તિ પાન,
વળી ફસે છે મોહમાં, ભુલીને ઇન્સાન! ૧૨

પળમાં પરનારી કને, કરશે ભોગ વિલાસ,
પળમાં કરતું દીલ આ, દુઃખ પાપ છે ખાસ, ૧૩

મનને માને જ્ઞાની જન, કરતું કેદ કરાર,
તારે બીજા અન્યને, ધન્ય ધન્ય અવતાર. ૧૪

મન છે દુષ્કર અતી ઘણું, પ્રશ્ન પાર્થ મન થાય,
શ્રી ગીતામાં શ્રી હરી, ઉત્તર આપે ત્યાંય. ૧૫

હે અર્જુન! તે છે ખરૂં, મન અતી બળવાન,
યોગ તણા અભ્યાસથી, વૈરાગે વશ થાય. ૧૬

નથી સ્વર્ગ આકાશમાં, નથી સ્વર્ગ પાતાળ,
મન માને ભગવાનજી, ભાળે તો મન માંય. ૧૭



# માળા પ્હેરો ભારત માતા માટ જો !

—ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ ઢબમાં ગવાશે—



કર્મયુગ જો ચાલે, કળીના કાળમાં,
તરવા તીરે સારૂં, કર્મ શીખ જો,
સ્વદેશની સેવા, કરવાનું વ્રત લે,
**માળા પ્હેરો ભારત માતા માટજો. ૧**

\+ + +

ગાંધી મુખથી ગરજી બોલે સાંભળો;
મ્હારૂં હિંદુસ્તાન, દુઃખી છે દીલજો,
રૂડું એ છે હિંદ તણું તે "હીર" હાં;
કહેતા સર્વે તેને, કોહિનૂર જો. ૨

+ + +

ગુણવંતો એ, ગાંધી જગમાં જો જરા,
કંઈ કંઈ વેઠયા કષ્ટો, તેણે દેહજો,
આફ્રીકાનો વાંચોને હેવાલ આ!
અનેક દુઃખો વેઠયા, ગાંધી દેવ જો, ૩

* * +

વાવ્યા જેને પ્હેલા, જેણે બીજ આ,
તેનું મનહર, "દાદાભાઈ" નામ જો,
સ્વતંત્રતાની સુચના, જેણે શીખવી,
ડહાપણનો દરીયો તે, ઇચ્છે ન્યાયજો, ૪
ભાષણ તેણે જાઇ કીધા, ઇંગ્લાંડમાં.
મ્હારા હિંદીને હકક, સરખો આપજો,
ધન્ય ધન્ન ત્હારી, ધીરજતાનો ધર્મ આ.
બંધુ રૂપે જાણી કીધું કામ જો, ૫

* * *

સપુત સંતાનો બીજા પણ બહુ થયા,
ધન્ય ધન્ય માતા, ત્હારા બાળક સર્વ જો,
હિંદ ભૂમીમાં મહાન યોધ્ધો આ થયો,
તિલક તેનું નામ, મણિ મહારાષ્ટ્રજો. ૬

* * *

મરજી જાગ્યો ગુણી જોને ગોખલે,
કેલવણીનું લીધું, તેણે કામજો,
બાર ભતા અધવચમાં, કીસ્મત રે' નડયું,
પડતું મેલી ગયો, પ્રભુના ધામ જો. ૭

* * *

નીરખો સર્વે બંગાળાનું રત્ન આ,
કપડા ધોવા પેરિસ, તેના જાય જો,
લાખો રૂપીયાની તે આવક છોડીને,
અસહકારી પ્રમુખ, નેતા પ્રાણ જો. ૮

\+ + +

મૌલાના જો બન્ને, ભાઇ જેલમાં,
કેવી તેની દ્રઢ નીશ્ચયની ટેક જો,
ડૉ. કીચલુ, માલવીયા ને મોતીલાલ:
અનેક બીજા ઇતિહાસે, કર યાદજો. ૯

\+ + +

સ્વારથ ત્યાગી, કર્મયોગનો માર્ગ લ્યો,
હિંદ દેશની સેવા કરવા માટ જો.
નિદ્રામાંથી જાગ્યા છે, તો હસ્ત લ્યો,
કરવા પ્યારી સેવા, સુંદર દેશ જો. ૧૦
જય જય માતા વિજય ત્હારો હિંદમાં,
સેવા કરવા સદ્બુધ્ધિ અમ આપજો.
મંત્ર મધુરો "મોહનનો" ભગવાનજી,
ભારત માતા! ચરણે જય જય થાયજો. ૧૧

---

**ભારત માતાકી જય, વંદે માતરમ.**

# " ઇશ્વર સ્તુતિ. "

( રાગ )

( ચાલો જઇએ દરશન કરવા ડાકોરમાં, ઠાકોર બીરાજેછે. )

---

કૃપાનાથ હે! કરૂણા સિંધુ!
દયા કરો દામોદરજી!
સેવક આવ્યો શરણે તારે!
અંતર ધારો આ અરજી!
સર્વેના છો પાલન કરતા!
સૃષ્ટિ સહુ આપે સરજી!
હેત ધરીને હે' હરી તારો!
હરિહર મારા એ હરજી!
આધીન તું ભક્તને સુંદર!
મોહન મોરલી તું ધરજી!
કાનુડા હે! કામણગારા!
ગોપીના ગુણીયલ વરજી!
બંસી નાદે ત્રણ ભુવનમાં!
ત્રિકમજી તું વ્યાપ્યોજી!
છોગાળા હે છેલ છબીલા!
બંધ હમારા કાપોજી!

"સુંદરકાન્ત."

# "એક અરજી" સ્વીકારો!

( ભુજંગી રાગમાં ગવાશે )

---

દયા સિંધુ હે સર્વના, દેવ દેવા!
કરૂં અન્ય ભાવે તમારીજ સેવા!
તમે જગતમાં સર્વને, પાળનારા!
તમે ભક્ત ભાળી હૃદે ધરનારા!
પ્રભુ આ સમે રાખજો, લાજ મ્હારી!
દયા સિંધુ કરજો કૃપા એ તમારી!
અતી આપનો અમ પરે, ઉપકાર!
તને અર્પું છું પ્રેમના પુષ્પ હાર!
ખરી ખાત્રિથી આપનું ધ્યાન ધારૂં!
કૃપા આપની (તે) કદી ના વિસારૂં!
દયા આપની એજ વિશ્રામ મ્હારો,
પછી આપ ઇચ્છા ભલે મારો તારો!
પ્રભુ પ્રેમથી આપને પાય લાગું!
ક્ષમા દોષ કરજો પ્રભુ ભક્તિ માગું!
નમું પ્રેમથી હે પ્રભુ! વાર વાર,
સ્વીકારો સ્તુતિ અંતરે કીરતાર!
ભગવાનજી આ ભણે આપ ચરણે!
મને પ્રેમથી લ્યો ગ્રહી આપ શરણે!



# ભેખ ધરેલા ભરથારનું રમણીથી રીઝાવું.

—રાગ પીલુ—

પીયુજીએ ભેખ ધર્યો
હું તો કઈ રીતે તેને મનાવું—પીયુ (૩)

સર્વાંગે સુંદર રંભા બનીને,
મોહ કરીને મનાવું—પીયુ (૨)

ભોજન થાળ ભરૂં ભરમાવા,
હાથેથી હઇડું હરાવું—પીયુ (૨)

મોહ કરાવતાં પીયુને,
ઢંગ હું ઓર જમાવું—પીયુ (૨)

તેહ છતાં (તે) માને નહિ તો,
ભેખ ધરીને ભમાવું—પીયુ (૨)

માને નહિ શું ? માન મુકાવું,
તીર નયન તલસાવું—પીયુ (૨)

માનો મોહનજી મહેલ પધારો,
જોબન રંગ જમાવું—પીયુ (૨)

પીયુજી તે પાન કરો,
હું તો રીસ તજીને રીઝાવું—પીયુ (૨)



સુંદરકાન્ત.

# તમે આયુષ્ય ગુમાવો કાં?!

—ગઝલ—

યુવાનીમાં થઇ અંધા, તમે અવળું કરો છો કાં!
અભિમાને તમે આવી, ભમો છો લુત થઇને કાં!
પ્રિયાની પ્રેમ માળાને, તમે "તરછોડતાં" કાં? કાં!
પરાઇ નારી પાસેની, પંઢો છે: પાપીયા કાં? કાં!
મતીને મંદ કરવાને, તમે ઉલટું ચઢો છો કા!
ભૂતળમાં ભાર બાંધીને, તમે ભમતા ભમો છો કાં!
સતિને સુકવી નાખી, તમે સીતમ ગુજારો કાં!
પરાઇ "પ્રેમદા" પાસે, તમારો છે ઇઝારો કાં!
કલંકીત આપ ત્યાં થઇને, અરે કીર્તી ડુબાવો કાં!
અખાડા ત્યાં જમાવીને, તમે મિજ્લિસ કરો છો કાં!
અધમ પંથે જવા માટે, તમે હિંમત કરો છો કાં!
પછી પસ્તાઇને પાછળ, દુઃખી થાતા ડરો છો કાં!
જવા માશુકના દ્વારે, તમે બગર ચલાવો કાં!
નમીને નર્કના પંથે, તમે નીશો ચઢાવો કાં!
વ્યભિચારી થઇને રે, તમે આયુષ્ય ગુમાવો કાં!
મળ્યો છે હાથમાં હીરો, તપાસે તે નહિ તું કાં!



"સુંદરકાન્ત"

# વ્યભિચારીણી સ્ત્રીને!!

—ગઝલ—

અરે! ઓ આંધળી થઈને, કુકર્મે કેર કરતી કાં!
પતિવ્રત માળ તોડીને, અમીમાં ઝેર ભરતી કાં!
સતીના ધર્મને ત્યાગી, નયનથી નાશ કરતી કાં!
પતિનો પ્રેમ છોડીને, અલી તું [illegible] કરતી કાં!
પતિની ચાહના પુરી, છતાં પણ તું ચહે નહિ કાં!
રમીને જારની સાથે, હૃદયને ચારતી તું કાં!
કલંકિત કુળને કરતી, ડૂબાવી ડૂબતી તુ કાં!
તરીને તારવા બદલે, તજે ડૂબાવની તુ કાં!
યુવાનીમાં થઈ અંધી, મરે છે મસ્ત થઈને કાં!
પીયુની પ્રેમ "માળાને", ચહે ના ચિત્તમાં તું કાં!
બતાવા રૂપને ત્હારૂં, ઉઘાડી[1] તું ફરે છે કાં!
ફસાવા જાળમાં ત્હારી, લટક લટકા કરે છે કાં!
અનીતિ આદરી એવી, નમે છે નર્ક પંથે કાં!
શીયળ ને સ્હેજમાં ત્હારૂં, "અમુલ્ય" તે લુટાવે કાં!
વ્યભિચારી થઈને તુ, તજે છે ધર્મ ત્હારો કાં!
ગુમાવી જીંદગી ત્હારી, મરે છે જીવતાં તુ કાં!

"સુંદરકાન્ત."

૧ બારીક વસ્ત્રો પ્હેરી.

# " ઇશ્કનું કારખાનું "

## —હરિગીત છંદ—

આ ઇશ્કનું છે કારખાનું, આપ જોવા આવજો,
આ ઇશ્કના જે હો મુસાફર, સાથ તેને લાવજો.
વિશાળ જંગી કારખાનું, ઇશ્કનું જો જો સહુ,
કરશો નહિ પણ નિર્ભજો. એ યાદ આપી હું કહું. ૧
એ ઇશ્કના તેના વડા બે, મોહ ને વળી કામ છે,
ઇચ્છા કરો તેની જહાં, હાજર થતા તે નામ છે.
આ ઇશ્કનો ગેબી ખજાનો, કિંમતી (તે) ખાણ છે,
જે હોય પથી તેહના, તેને પુછો (સહુ) જાણ છે. ૨
એ ઇશ્કનો સુલતાન, શાંગો કામ તે મશહૂર છે.
છે મોહ કર્તા તેહનો, પંગાણ કરતું નૂર છે.
એ ઇશ્કની નફેનાતમાં, લાખો મુસાફર છે પડયાં,
જાહોજલાલી ઇશ્કની, સેવા ઉપરથી ના ડર્યાં ૩
કરનારનું શું કામ છે? એ પથ ન્યારા ઇશ્કના,
એ પાયમાલી પૂર છે, પણ રાહ ન્યારા ઇશ્કના.
આવો ભલે આ ઇશ્કમાં, *ઇલ્હામ તેનો ઇશ્ક છે.
અહંકાર કોને છે નહિ, અક્ષર લખ્યા જો ઇશ્ક છે. ૪
એ કારખાના બહાર જો, અક્ષર લખ્યા છે ઇશ્કના,
ફરતા તપાસોને ફરી, અક્ષર મઝાના ઇશ્કના.
અક્ષર અહાહા ઇશ્કના, સોને મઢાવ્યા સ્નેહથી,
ઉપર લખ્યું છે આ સનમ, વાંચો બીરાદર પ્રેમથી. ૫

ત્યાં મંત્ર જપતા ઇશ્કના. શીખો શીખાવે આપને,
બોલે મુખે લાખો જણા, પ્યારી સનમના જાપને,
ત્યાં પાઠ પઢતા ઇશ્કના. કયાં ગઈ? સનમ તું કયાં અરે,
દઇને દીલાસો દૂર થઇ, કેવી અનીતિ આ ખરે. ૬

\+ + + + +

આ કંપની છે ઇશ્કની, રજીસ્ટર થયેલી છાપ છે,
આદિ અનાદિ કાળની, ચાલે (જગે) પ્રખ્યાત છે.
પેઢી પ્રસિધ્ધી ખલ્કમાં, જગરાજ (રાણા) રાજ છે,
મશહૂર થઇ તે મુલ્કમાં, લિમિટેડ જેનું તાજ છે. ૭

* * * *

એ ઇશ્કની પેઢી આ રહી, ના જાત ત્યાં જોવાય છે,
દાખલ થતા ના ચાર્જ કંઇ, જાતા ઘણા દેખાય છે.
આ કારખાનું ઇશ્કનું, ત્યાં રક્તનો વ્હેવાર છે,
એ ઇશ્કનો ભેદી ભરમ, ત્યાં તોપ ને તલવાર છે. ૮

\+ + + + +

અંઝામ સુણજો ઇશ્કનો, આ "કાળ" નો ઇલ્કાબ છે,
ખંજર ખુની આ ઇશ્કનું, તે મોતનો પયગામ છે.
રે' આવજો રે' આવજો, સૌ ઇશ્ક કરનારાં અહિં,
ઇન્સાફ એ અન્ઝામનો, મળશે જગે (બીજે) નહિં. ૯
ઓ ઇશ્ક કરનારા તમે, સૌ આપ અહિયાં આવજો,
તે ઝરને વ્યભિચારમાં, જોવા (જિગરથી આવજો.
ને ઇશ્કના શબ્દો પરે, આશક થયેલા આવજો,
આ પ્રેમ પ્યાલી ઇશ્કની એને ઉડાવા આવજો. ૧૦

આ ઇશ્કની પુતળી પરે, જાદુ થયેલા આવજો,
એ ઇશ્કમાં મસ્તાન, ને ઘેલા બનેલા આવજો.
એ ઇશ્કના નૂરે તમે બાવા બનેલા આવજો,
ઝાંખુ જરા દેખાય તો, ચશ્મા પ્હેરી આવજો. ૧૧
કરતા અરે એ કર્મ જે, પહેલા ભલે હરખાય છે,
પણ ઇશ્ક બુરી એબમાં, અંતે પછી રીબાય છે.
છે ત્યાં નહિં બીજે નહિં, ઇન્સાફ અહિંયા થાય છે,
એ પાપનો પુરો ઘડો, ફુટતાં ફજેતી થાય છે. ૧૨
જ્યાં ઇશ્ક બીમારી થઇ, ત્યાં ત્યાં દવા શું કામની?
એ ઇશ્ક દર્દે આવતી, મૃત્યુ સ્વારી ગામની.
આ જાય છે આ એ ગયો, એવી નનામી નામની,
એ ઇશ્ક પર ફાની જીવન, વે'રી પછી (કે) કામની. ૧૩
શું આ તમારો ઇશ્ક છે, લોકો નઠાલા પૂછશે,
નથી કામ તારૂં ત્યાં જરા, બીકણુ બીચારા ધ્રુજશે.
છાતી વજ્રની હોય જે, પરવા નહિ ત્યાં શર્મની,
મર્યાદ મુકી માલવું, ત્યાં (ધુડ) થાતી ધર્મની. ૧૪

* * * *

આશક થઇને ઇશ્કમાં, પડતા પ્રથમ વિચારજો,
પ્યાલી નહિ તે પ્રેમની, પણ ઝેર જેવી જાણજો.
અન્જામ આવે ઇશ્કનો, શું? તેહને પીછાનજો,
ભગવાનજી કહે તે પછી, તેમાં મઝાને માણજો. ૧૫



# "મ્હારા સોની ભાઈઓને વિનંતી"

—મનહર છંદ—

સોની બંધુ સહુ ભાઈ, વાત મ્હારી સુણો કાંઈ,
કુસંપો દેખીને મારૂં, દીલ આ દુભાય છે.
સર્વે ભાઈ ભેગા થઈ, વિચારો એક સ્થળે જઈ,
મારા ધોરણ આપણામાં, ફાયદો શું થાય છે.
સંપમાં શું લાભ છે? ને કુસંપમાં દુઃખ કેવું?
કેળવણીથી આપણામાં, લાભ કે શું હાની છે?
જ્ઞાતિ વિષે બળ તે શું ઐક્યતાથી થાય ખરૂં?
રૂડા સંપ થકી જ્ઞાતિ, દુઃખી શું જણાય છે?

કે' [illegible] સોની થયા, એવું બોલે સહુ ભાઈ,
તે શું સાચી વાત છે કે? ગપાટા જણાય છે?
જો હમણે દેવી તણું ભજન, દૈવી સંપત્તિ ગવાય,
તેમાં આવો "દેવભાગ", આસુરી ગણાય છે.
કહે ભગવાનજી આ, હું ક્યાં મેં કહ્યું થોડું,
બીજું પણ જાણવાનું, બાકી રહી જાય છે.

સં. ૧૯૭૭ ના ફા. સુદ ૧૩



# પ્રતિજ્ઞા લ્યો તમે આજે !

## —કવ્વાલી—

દુઃખી થાતા દયા આણી, જ્ઞાતી સેવા, તમે જાણી,
ગરીબનું દુઃખ હરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
ઉંધા રસ્તા જે આચરતાં, વિના વિચારથી જન જે,
તેઓને યોગ્ય રસ્તાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
વિના સંપે કુસંપોમાં, પડ્યાં મતભેદ છે જ્યાં ત્યાં,
તમે સૌ સંપ કરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
નહિં કંઈ ફાયદા તેમાં, જ્ઞાતીનું માન મેળાવવાં,
અનુકુળ "કાયદા" કરવા, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
વળી લક્ષ્મી તણું બળ છે, નહિ કંઈ જ્ઞાતીમાં ભાઈ,
તે માટે ફંડ કરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
રહી છે સર્વની પાછળ, અરેરે આપણી જ્ઞાતી,
હવે આગળ કરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
અનેક છે તત્વ અવનીમાં, અનુભવથી મલે સર્વે,
તમે (તે) તત્વથી તરવાં, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
જગતમાં જન્મ પામીને, કરી નહિ જ્ઞાતીની સેવા,
ફરજ સેવા તણી સમજી, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!

પરસ્પર પ્રીત રાખીને, સહુને બંધુ જાણીને,
અલૌકિક પ્રેમ કરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
પિતા છે 'એક' સર્વેનો, જગતમાં વ્યાપ્ત છે સહુમાં,
તમે તે દ્દઢ કરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!

આવેલા એક રસ્તેથી, જવું છે સર્વને પણ ત્યાં,
પ્રભુથી પ્રીત કરવાની પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
કરેલા કર્મની કહાણી, હરીશ્રી હાથ વંચાશે,
તે માટે શુભ કર્મોની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
પ્રભુએ સર્વ માનવના, હૃદયમાં શકિત દીધી છે,
અમલમાં તેહને લેવા પતિજ્ઞા લ્યો તમે આજે!
પડી ગયો ધર્મ પાતાળે, 'અધર્મો' આવતાં આડે,
ગયેલો ધર્મ લેવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
મોહીની મંત્ર આ જગમાં, તમે સહુ પ્રેમથી શીખો,
મધુરા શબ્દ ઝરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!
**સોની જ્ઞાતી સુધારામાં, રહી છે સર્વની પાછળ,**
**હવે સૌ યોગ્ય શિક્ષણની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!**
જગતમાં જેટલા "સોની", હથોડા "ભાઇ" છે ત્હારા,
તેઓને (બંધુ) કરવાની, પ્રતિજ્ઞા લ્યો તમે આજે!



"સુંદરકાન્ત."

—સોરઠા—

તમે કોણ તે જાણ, જીવડા જાગી તું જરા.
"મૂળ" સ્વરૂપ પીછાણ, ભુલો શું ભવમાં ભલા.



સુંદરકાન્ત.

# "મ્હારા દોષની માફી"!!

—હરિગીત છંદ—

કર આ થકી કલમે લખ્યું, જેવું બુધ્ધિની જાણમાં,
મારી ચહું મમ દોષની, તું રોષ હૃદયે આણમાં.
આવે ઉભરા હૃદયમાં, રહેતા નથી તે અંતરે,
પુસ્તક મહિં તે પાથરૂં, કલમે થકી સર સર સરે.
સરિતા ઉભરાતી જળ થકી, તે જેમ રોકી ના રહે,
અનુભવ ઉભરા તેમ આ, રોકે છતાં પણ ના રહે.
અનુભવ તણી તે પ્રેરણા, ઇશ્વર થકી સો થાય છે,
તે જાણતાં જે ના ગણે તે, પાપ ભાગી થાય છે,
ભુલ પાત્ર જગમાં કોણના? ન્યાયે સુણો તો નેક છે,
નિર્દોષ જગમાં છે નહિ, ઈશ્વર સગુણી એક છે.

"સુંદરકાન્ત."

# રાજા જનકનું "સ્વપ્ન"!!

## —: હરિગીત છંદ :—

કીરતારની કુદરત કૃતિ, કિર્તિ ભણાયે ના ભણી,
અકળીત લીલા વિશ્વમાં, ના જાણ થાયે તે તણી.
મનહર નગર મિથીલાપુરી, રાજા જનકનું રાજ્ય છે,
દાતાર દીલનો રાજવી, કિર્તિ જગે પ્રખ્યાત છે,

*    *    *    *

છે પુર્ણિમાની રાત્રિ આ, શશી તેજ વ્યાપ્યું વિશ્વમાં,
શશીદેવ આજે પુર્ણ રૂપે, વ્યાપ્ત થાયે વિશ્વમાં.
વાગ્યા ટકોરા બારના, નિશ્ચિંત જન સુતા હતા,
કો, કો, ઉપાધી યુક્ત નર. નિંદ્રા થકી ન્યારા હતા.

*    *    *

તેવે સમે રાજા જનક, સુતા હતા નિજ મ્હેલમાં,
સુંદર સુશોભીત સેજપર લેટયા હતા રંગ મ્હેલમાં.
ભરનિંદને ભેટી અને, આધિન થયા સુખ શાન્તિમાં,
જાણ્યે બીજો આ ચંદ્ર શું? રાજા જનકની કાન્તિમાં.

\+    \+    \+

આવ્યું ભયંકર "સ્વપ્ન" તેને શત્રુ આવ્યો કો ચડી,
હારી ગયા તે યુદ્ધમાં, એવી અરી દ્રષ્ટિ પડી.
આમજે કર્યું તે રાજ્યને, શત્રુ મહા બળવાન છે,
જલદી હવે તું દૂર થા, રાજા તણું ફરમાન છે.

રાજા જનક આ નિર્ખતો, અફસોસ અંતર થાય છે,
રે' રે' પ્રભુ આ શું કર્યું? ત્યાગી નગરને જાય છે

શત્રુ હ્રદય કંઇ ના દયા, હદપારનો હુકમ કર્યો,
કેવી દશા મમ ભાગ્યની? ધીક્કાર આ ધ્યાને ધર્યો,

શત્રુ કહે કે કોઇ પણ, આપે શરણ જો તેહને,
શિક્ષા થશે નીજ પ્રાણની, આપો શરણના તેહને.

શોકે દુઃખે સંતાપ મય, રાજા ત્હાંથી સંચરે,
કો પણ કહેના આવ તું હુકમ થકી સૌ થરથરે.

હુકમ કર્યો પર રાજ્યમાં, તેને શરણ ના આપજો,
બળવાનના એ ભાગ છે, તે આપ સૌ વિચારજો.

ભુખના દુઃખે રાજા રડે, ભટકે અરે બેભાનમાં,
જંગલ મહિં તે જઇ ચઢ્યો, આ કોપ શું ઇન્સાનમાં?

* * *

ભુખના દુઃખે ત્રણ દીન થયા, ક્ષુધ્ધા થકી પીડાય છે,
જ્યાં ત્યાં રઝડતો રાજવી, અન્નદાન લેવા ન્હાય છે.

સુણી ખબર અન્નદાનની, પેલે ૧ સ્થળે દેવાય છે.
જલદી ઉમંગમાં જઇ ચડ્યો, ખાવા પરે નિજ ખ્યાલ છે.

---

૧ અમુક ઠેકાણે.

કમ ભાગ્ય તેના ત્યાં જતાં. અન્નદાન પૂરું થાય છે,
કંઇ છે નહિ એ સુણતાં. અંતર નિસાસા: ખાય છે

કર જોડીને વિનંતી કરે. રાજા જનક દાતારને.
ત્રણ દીન થયા ખાધું નથી. મ્હારા બચાવો પ્રાણને

દાતારને આવી દયા. આપી કઢી ને ખીચડી,
હાજર નથી મમ પાસ બીજું. આ સ્વીકારો છે પડી.

તે ખીચડી ને રે કઢી, નાખી કટોરા માંય તે,
જઈ વૃક્ષ નીચે ખાઉં હું, એવા વિચારે જાય તે.

દુર્ભાગ્ય તેને ત્યાં જતા, નિજ ધારણા ને ધુળ થઇ,
પાડા લડે બે વાટમાં. કઢી ખીચડી નીચે ગઇ.

તે મસ્ત પાડા તોરમાં. રાજા જનક જ્યાં જાય છે,
જે પાત્રમાં કઢી ખીચડી. અથડાટથી પછડાય છે.

કઢી ખીચડી નીચે પડી. કિંચિ બચે ચોંટી થઈ,
તે ધુળથી લેવા જતાં, નિજ આંખ ત્યાં ઉઘડી ગઇ.

ક્યાં ખીચડી, હદપાર હું, કંગાલ કે. હું રાજવી ?
આ "સ્વપ્ન" બીના સત્ય કે ? જૂઠી ગણીને કાઢવી ?

\+ \+ \+

—સોરઠા—

આ સાચું કે તે? તેનો નિશ્ચય હું ચહું,
સર્વ પડતા તો ગામ ભરી દરબારમાં.

—હરિગીત—

પંડિત સૌ હાજર થયા, ઉત્તર ચહું હું પ્રશ્નનો
જો જાણ્ય હોય તે ભણી, સત્વર દીધા સંતોષ તો.

—સોરઠા—

આ સાચું કે તે? પ્રશ્ન ખરેખર એજ છે,
ઉત્તર આપો જો, વખત જતાં વિચારજો.

*   *   *

પંડિત હાજર જે હતા, સાચું શું આ? તે?
જાણ્યા વિણની છે ખબર, સર્વ પડ્યા વિચારમાં.

—હરિગીત—

સર્વે તપાસે શાસ્ત્રમાં, પણ ક્યાં લખ્યો છે પ્રશ્ન આ?
બેઠા સહુ ચૂપચાપ થઈ, રે બાર વાગ્યા આપણા.

*   *   +

આ પ્રશ્નનો ઉત્તર મને મળશે પછી છુટા કરું,
નહિં તો તમે સૌ બંધમાં, ખાવા પીવાનું સૌ ધરું,

\+   +   +

એ રીત દીવસો કંઈ ગયા, ઉત્તર મળે ના એહને,
પંડિત આવે નવ નવા, આ પ્રશ્ન પૂછે તેહને.

\+   +   +

ઋષિ તણો કુમાર જે, અષ્ટાવક્ર નીજ નામ છે,
તેને થઇ સૌ જાણ આ, ઉત્તર મહિં શું કામ છે?
નિજ માત, મામા પાસ જઇ, આજ્ઞા ચહે છે એહની,
આશીશ દયો માતા મને, અજ્ઞાન ટાળું ૧ તેહની.
વય વર્ષ પુરા આઠનો, મિથીલાપુરીમાં જાય છે,
યુક્તિ નિહાળી બાળની, રાજા અતી હરખાય છે,

+ + + + +

સુંદર સિંહાસન બેસવા, આપ્યું ઋષિ કુમારને'
ગંભીરતા ધારી તહાં, શું પ્રશ્ન તે ઉચ્ચારને?
તે ૨ વક્રને નિરખી જનક, આ દે ખુલાસો શું મને?
આ "સાચું ? કે' તે?" પ્રશ્ન મ્હારો, એજ શંકા છે મને.

* * * *

[ ઉત્તર. ]

જેવું હતું તુજ સ્વપ્ન (તે), તેવું જ કહું છું જગત (આ).
તેમાં અને આમાં વળી, ભિન્નતા નથી રૂપ એક આ.
દેખ્યું હતું પણ (તે) નથી, તેવુંજ (આ) દેખાય છે,
અંતે પછીથી (આ) નથી, જૂઠી સહુ જંજાળ છે.

+ + + + +

૧ રાજાનું દેહાભીમાન ટાળું. ૨ જેના આઠ અંગ વાંકા હતા

રાજા જનક આ સાંભળી, તે વક્રને ચરણે પડયો,
ગુરૂદેવ મ્હારા આજથી, એવું કહી ચરણે નમ્યો.
કીધી કૃપા મુજ ઉપરે, અર્પણ કરૂં શું ? આપને,
શરણે તમારે છું સદા, ટાળો ત્રિવિધિ તાપને,

  

ત્યારે કહે ગુરૂદેવ તે, પૂછું તને આ પ્રશ્ન હું,
ઉત્તર વિચારી આપજે, ત્હારૂં ખરેખર નામ શું ?

  

રાજા કહે હું જનક છું, મિથીલાપુરીનો રાજવી,
ક્ષત્રી તણી હું જાત છું, આજ્ઞા કહો તે પાળવી.
તું જનક રાજા તે મને, દ્રષ્ટિ થકી દેખાડને,
ત્યાં હસ્ત મૂકી કે પછી, આ છે જનક ૧ તો જાણયને ?

  

વિચાર કરતો રાજવી, મમ નામની ૨ છે કયાં જગા?
આ દેહ તે શું હુંજ છું? પૂરા પ્રપંચી સૌ દગા.
નિજ રૂપનુ ત્યાં ભાન થયું, જૂઠી સહુ જંજાળ છે,
તન મન અને ધન સર્વ આ, ગુરૂદેવને નિર્માણ છે.
ભૂલ્યો ગુરૂજી ભાન હું, મિથ્યાપણું સમજાય છે,
અર્પણ કરૂં છું સર્વ આ, આજ્ઞા કહો તે માન્ય છે.

---

૧ જનક કયાં છે, એમ દેખાડતો જાણ્ય થાય. ૨ હાથ પગ મોઢું ઇત્યાદી શું જનક છે?

ઉપદેશ આપો જેમને, તેને સ્વીકારૂં સ્નેહથી.
કરૂણા કરી કરજો કૃપા, હું રંક જાણી રહેમથી.

ત્રિકાળ જ્ઞાની તે ગુરૂ, શુધ્ધ ભાવ જાણી ૧ ઉચરે,
અર્પણ કર્યું સર્વે મને, ત્હારૂં રહ્યું ના કંઈ ખરે.
પણ એ અનામત રાજ્યને, વહીવટ ચલાવા હું કહું,
ત્હારૂં નથી કંઈ જાણજે. ન્યાયે ચલાવા તે કહું.
પંડિત જોશી જે હતાં, બંધન થકી છુટા કર્યાં,
રાજા જનકના જે ગુરૂ, તેના પિતા ૨ દુખી હર્યા.
વિદેહ પદવી જનકની. તે ત્યારથી લોકો મળી,
સર્વે સભાજન પંડિતો "સ્વપ્ના" તણી વાતો કળી.

ॐ ॐ

રાજા જનક જેવા [illegible], [illegible] ઊંડે જો અંતરે.
સંસાર સાગરથી સર્વે [illegible] કેમ કૃપાથી તે તરે
કલ્યાણકારક "સ્વપ્ન" [illegible] ભાવે ધરી જે જે ભણે.
સુખ ભોગવે શાન્તિ [illegible] [illegible] તણો ડાહ્યો [illegible]

"સુંદરકાન્ત."

# સમાપ્ત.

---

૧ બોલ્યા. ૨ અષ્ટાવક્રના પિતા પણ બંદીખાનામાં હતા ૩ જાણવાની જીજ્ઞાસા થાય તો અહોભાગ્ય સમજવા.

# શ્રી અંબિકા હિંદુ લૉજમાં પધારો !



—ગઝલ—

કરાંચીમાં ઘણી લૉજો, લીએ છે ચાર્જ જે કમતી,
ધરીને લોભ ત્યાં જાતા, જમ્યા કે જાણુ સહુ થાતી.
પછી કંટાળતા કે' છે:— અરેરે લૉજ આ કેવી !
ખરેખર લૉજ મુંબઈની, જમાડે આપ અહ જેવી.

* * * *

રસોયા છે અહિં સારા. મઝાનું કામ કરનારા,
પધારો લૉજમાં પ્યારા. અમારી આંખના તારા.
ગણો જો ન્યાયની રીતે, અમારો ચાર્જ ના ઝાઝો,
સ્વચ્છતાથી બને સર્વે, સ્વાદિષ્ટ માલ સહુ તાજો.
પ્રસંશા મુખથી કરવી, નથી એ યોગ્યતા કાંઇ,
તપાસીને પછી કે'જો, તમારા મુખથી ભાઇ.
અમારી જે કદર કરશો. કદી નારાજ ના થાયે,
બરાબર સ્ટાઇલ મુંબઇની, તપાસો એજ છે ચાંયે.
અમે છંઇ આપની હાજર, તમારી નોકરી કરવી,
પછીથી એટલું ચાહું, કદર તો આપને કરવી !



**માલીક, રાજારામ એમ. દવે.** ઠે. બોલ્ટન માર્કેટ, **કરાંચી.**

# સોની પીતાંબર માવધજી એન્ડ સન્સ.

—ગઝલ—

ડીઝાઇન સર્વ મુંબઈની, બને છે સૌ અમારે ત્યાં,
નથી કંઈ ભય ઠગવાનો, પ્રમાણીક કામ બનતું જ્યાં.
કડા ને બંગડી પોંચી, સુશોભિત વાંક સોનાના,
અછોડા હાર ને વીંટી, વળી એરીંગ સોનાના.
નમુના અન્ય છે ઝાઝા, ડીઝાઇન ત્યાં તપાસોને,
વિનંતી આપને એવી, દુકાને આપ આવોને.
દીપાવો દાગીના અંગે, વધારે નર કાયાનું,
પ્રભાવે માન પામે છે, નથી શું માન માયાનું ?

## સોની બંધુ માટે ખાસ. (દોહરા)

ટીલી, પટી, તારના, મશિન છે આમ પાસ,
સગવડતા સોની તણી, છે ઉપયોગી ખાસ.
સોની બંધુ માટે ને, સગવડતા સચવાય,
નવા નમુના અન્ય પણ, ટીલીના લેખાય.
પેટન આવે નવ નવી, ઓર્ડર પરેજ છપાય,
દેખી દીલડું આપનું, તે જોતા હરખાય.
નવા નમુના કાઢતા, કારીગર કહેવાય,
મનરંજન તે થાય છે, ઘરાક (તો) ખુશ થાય.



ઠેકાણું જોડીયા બજાર,—કરાંચી.

નીચેના અભિપ્રાય ધ્યાન દઇને વાંચો તો ખરા!

# પત્ર.

—ગઝલ—

વ્હાલા!

તમે નીજ દેશને ત્યાગી, ગયા પરદેસમાં પ્યારા!
પરંતુ લૉજમાં ખાવું, ગમે છે કે નહિ? પ્યારા!

* * * * *

પ્રિયાને પ્રત્યુત્તર.

પ્રિયા તુજ પત્ર મેં વાંચ્યો, કુશળતા છે સહુ રીતે,
પ્રસંશા શું કરૂં ત્હારી? પળેપળ સાંભરે ચિન્તે.
જમું છું લૉજમાં હું જ્યાં, બરાબર સ્ટાઇલ મુંબઇની,
ભુલાવે ભાન (ત્યાં) ઘરનું, મઝા છે આંઇ મુંબઇની.
સુવાના રૂમ છે સારા, વળી છે કામ કરનારા,
ભલા છે લૉજના માલીક, ચહે છે ચિન્તમાં સારા.
બરાબર જાળવે અંતે, જમ્યાની જુકતી છે સારી,
તજી દે તે વિશે ચિંતા, સવડતા સર્વ છે પ્યારી.



## શ્રી ગોકુળ વિજય હિંદુ લૉજ.

લૉજીંગ એન્ડ બોર્ડીંગ, જોડીયા બજાર,—કરાંચી.

# શું દાગીનાની જરૂર આપને નથી?

—હરિગીત—

સુંદર સુશોભીત દાગીના, પેટન નવિ સહુ થાય છે.
આવો પધારો આપ સૌ, મુંબઇ નકામાં જાય છે
મુંબઇ તણા મનહર નમુના, ફેન્સી સૌ થાય છે.
તે સૌ બને અહિયાં મઝાના, ટાઇમપર દેવાય છે.
મનહર મઝાના ફેન્સી, પેટન નવીનું ઘર છે,
પહેરો રૂડા સૌ દાગીના, શોભા તણું તે નુર છે.
ભગવાનજી હરિલાલ સોની, છે કરાંચી શહેરમાં.
આરઝી કમર પાસે પધારો ઇશ્વર કૃપાથી લ્હેરમાં.



"સુંદરકાન્ત."

---

સારા ગ્રંથોનું વાંચન એ મનુષ્ય માત્રને સદ્ગુણી બનાવે છે
અમારા તરફથી હાલમાંજ પ્રસિદ્ધ કરેલી એક નાની સરખી
લાયબ્રેરી

## શ્રી "સુંદર-કાન્ત" પુસ્તકશાળા.

પુસ્તકશાળાના માલીક
"સુંદરકાન્ત."
(તે)

**સોની ભગવાનજી હરિલાલ ભાવનગરવાળા.**
ઠે. જેતકીઆ બજાર, આરઝી કમર મુ. **કરાંચી.**